આપના ભક્તજનો ફળ મેળવે છે તે એક કલિકાલજ (સારો) છે. અન્ય કૃત્ત યુગાદિકથી સર્યું. ૧

સુષમાં કાળથી દુષમા (કલિ) કાળમાં આપની કૃપા (અધિક) ફલદાયી સમજાય છે. કેમકે મેરૂ પર્વત કરતાં મરૂ ભૂમિ (મારવાડ) માં કલ્પવૃક્ષની સ્થિતિ અધિક રૂડી (પ્રશંસા પાત્ર) છે. ૨

હે પ્રભુ ! જો પરમ શ્રદ્ધાવાન્ શ્રોતા અને પુષ્ઠ બુદ્ધિવાન્ (આપના આગમ-રહસ્યનો જાણ) વક્તાનો જોગ મળે તો કલિકાળમાં પણ આપના શાસનનું સામ્રાજ્ય સર્વત્ર પસરી રહે છે. કુમારપાળ જેવો પરમ શ્રદ્ધાવાન શ્રોતા અને હેમચંદ્રસૂરિ જેવા વ-ક્તાનો યોગ થતાં આ કલિકાલમાં પણ શાસનની શોભા સર્વોત્કૃષ્ટ થયેલી હોવાથી શાસ્ત્રકારનું આ વચન અનુભવ સિદ્ધ જાણવું. ૩

હે નાથ ! કૃત યુગાદિકમાં પણ દુર્જન લોકો ઉદ્ધત હોય છે તો પછી વિષમ એવા કલિકાલ ઉપર શા માટે કોપ કરિયે ? ૪

કલ્યાણ પ્રાપ્તિ (સુવર્ણ-સિદ્ધિ) કરવા માટે કલિ-કાળ રૂપી કષોટીજ શ્રેયકારી છે. કેમકે અગ્નિ વગર અગરનો ગંધ-મહિમા વધતો નથી. ૫.

હે પ્રભુ ! રાત્રીમાં દીપક, સમુદ્રમાં દ્વીપ, મરૂ દેશમાં વૃક્ષ, અને શીત કાળમાં અગ્નિ સમાન દુર્લભ આ આપના ચરણુ કમળના રજકણુ અમને કલિકાળમાં પ્રાપ્ત થયેલ છે. ૬.

હે પ્રભુ ! આપના દર્શન ( શાસન ) રહિત કૃત યુગાદિકમાં હું ભવ અટવી મધ્યે ભટકયો છું તેથી જેમાં આપનું દર્શન પ્રાપ્ત થયું એવા કલિકાળને અમારો નમસ્કાર હો ! ૭.

હે પ્રભુ ! જેમ વિષહારિ મણિથી વિષયુક્ત ફણીધર શોભે છે તેમ ( સંપૂર્ણ ) દોષરહિત એવા આપથી બહુ દોષયુક્ત એવો કલિકાલ પણ શોભા પામે છે. ૮

## દશમો પ્રકાશ.

હે ભગવાન્ ! મારા મનની પ્રસન્નતાથી આપ પ્રસન્ન થાઓ છો અને આપના અનુગ્રહથી મારા મનની પ્રસન્નતા થાય છે. આવી રીતે ઉત્પન્ન થયેલા અન્યોઅન્યાશ્રયને આપ ફેડી નાંખો, અને મારા ઉપર અનુગ્રહ કરો એટલે મારા મનની પ્રસન્નતાની દરકાર

કર્યા વગર પહેલાંજ આપ કૃપા કરો, જેથી મારા મનની પ્રસન્નતા અવશ્ય થશે. ૧

હે સ્વામિન્ ! આપની શરીર શોભા જેવી છે તેવી બરાબર જાણવા-જોવાને ઇન્દ્ર પણ સમર્થ નથી (તો બીજાનું કહેવું જ શું ?) વળી આપના ગુણો ગાવાને સહસ્ર જીભવાળો પણ સમર્થ નથો તો બીજાનું કહેવુંજ શું ! કેમકે આપના ગુણો નિરવધિ (અનંત) છે. ૨

હે નાથ ! આપ અનુત્તર વિમાન વાસી દેવોના પણ સંશય હરો છો. આ ઉપરાંત બીજો કોઇ પણ ગુણ પરમાર્થથી સ્તવવા યોગ્ય છે શું ? અપિતુ નથીજ. અસંખ્ય યોજન દૂર રહેનાર દેવોના પણ સંશય આપ અહીં રહ્યા છતાં સહજમાં દૂર કરી નાંખો છો એ અદ્‌ભૂત વાત છે. ૩

હે પ્રભુ ! અનંત આનંદ સુખમાં સંલીનતા અને સર્વ સંગ વિરતિ આ બંને વિરૂદ્ધ (દેખાતા) ગુણો સમકાળે આપનામાં રહેલા છે એ વાતને આપના લોકોત્તર ચરિત્રનો અજાણ હોય તે શી રીતે માની શકે ? ૪

હે નાથ ! આપનામાં પ્રગટ દેખાતી પણ અન્યત્ર નહિં દેખાતી એવી આ દુર્ઘટ વાત કેમ કરી ઘટે (બંધ બેસે ?)-સર્વ જીવ ઉપર રાગદ્વેષ રહિતપણાવડે મધ્યસ્થતા અને મોક્ષ માર્ગ બતાવવા વડે કરીને પરમ ઉપકારિતા (પરમ કૃપાળુતા) ૫

હે પ્રભુ ! આ વિરુદ્ધ દેખાતા બે ગુણ આપ શિવાય બીજા કોઈ હરિ હરાદિકમાં જણાતાં નથી. એક તો જે પરમ નિરીહતા (નિર્ગ્રંથતા) અને બીજું ભારે ધર્મચક્રવર્તીપણું. ૬

હે વીતરાગ ! જેમના પંચ કલ્યાણક દિવસે નિત્ય દુઃખી એવા નરકના જીવો પણ મુહૂર્ત માત્ર ઉદ્યોત વડે અને વેદનાની ઉપશાન્તિ વડે હર્ષ-સુખ અનુભવે છે તેવા આપના પવિત્ર ચરિત્રો વર્ણવવાને બૃહસ્પતિ પ્રમુખ કોણ સમર્થ છે ? અર્થાત કોઈ સમર્થ નથી. ૭

હે વીતરાગ ! આપની સમતા આશ્ચર્યકારી છે, આપનું રૂપ અદ્ભુત છે, અને સર્વ જીવ ઉપર આપની કૃપા અદ્ભુત છે. એવી રીતે સર્વ અદ્ભુત (આશ્ચર્ય) ના પરમ નિધાન એવા આપ પરમાત્મા પ્રત્યે અમારો નમસ્કાર હો ! ૮

## અગીયારમો વિરોધાભાસ પરિહાર નામા પ્રકાશ.

પરીષહની સેનાનો પરાભવ કરતા અને ઉપસર્ગોને દૂર ટાળતા હે પ્રભુ! આપે શમઅમૃતને પ્રાપ્ત કર્યું છે. મ્હોટાની એવી કોઈ અદ્ભૂત ચતુરાઈ છે. ૧

હે વીતરાગ! રાગ રહિત સતા આપે મુક્તિ-સ્ત્રીનો ભોગ કરેલો છે, અને દ્વેષ રહિત સતા આપે અંતરંગ શત્રુઓનો ક્ષય કરેલો છે, અહો! મહાપુરૂષોનો મહિમા કોઈક અપૂર્વ, અને જેવા તેવાથી પ્રાપ્ત ન થાય તેવો દુર્લભ છે. ૨

સર્વથા પર પરાભવની ઇચ્છા રહિત અને પાપથી બ્હીતા એવા આપે ત્રણે જગત જીતી લીધાં. મ્હોટા પુરૂષોની એવી અપૂર્વ ચાતુરી છે. ૩

હે પ્રભુ! આપે કોઇને કંઇ પણ દીધું નથી તેમજ કોઇ પાસેથી કંઇ પણ લીધુ નથી તોપણ આપને પ્રભુત્વ પ્રાપ્ત થયેલું છે. એવી પંડિત પુરૂષોની અપૂર્વ કળા છે. ૪

સ્વદેહના પણ દાનવડે બુદ્ધાદિકે જે સુકૃત ઉપાર્જન ન કર્યું તે ઉપકારિત્વ લક્ષણ સુકૃત મધ્યસ્થ

સતા આપના પાદપીઠે આવી પડયું. ( આપને તે સહેજે સંપ્રાપ્ત થયું. ) ૫.

રાગાદિક શત્રુઓ ઉપર નિર્દય ( કઠોર ) અને સર્વ જીવ ઉપર કૃપાલુ એવા આપે ભીમ-કાન્ત [ પ્રતાપ શમાદિક] ગુણો વડે ધર્મચક્રવર્તીપણાનું ભારે સામ્રાજ્ય સ્વાધીન કરી લીધું. ૬

અન્ય લૌકિક દેવોમાં સર્વ રીતે સર્વ દોષો છે ત્યારે આપનામાં સર્વ રીતે સર્વ ગુણો છે આ આપની સ્તુતિ જો અસત્ય હોય તો સભ્યજનો પ્રમાણ બતાવો ! અને સત્ય હોય તો તેનો સ્વીકાર સભ્યજનો કરો !

અહો ઇતિ આશ્ચર્યે ! હે વીતરાગ ! સ્તવના કરતા એવા મ્હને મ્હોટાથી મ્હોટા અને ઇંદ્રાદિકને પણ પૂજ્ય એવા આપ શ્રી સ્તુતિ વિષયમાં આવ્યા છો. ૮ ઇતિ અગીયારમો પ્રકાશ

---

## બારમો પ્રકાશ.

હે પ્રભુ ! પૂર્વ ભવમાં સ્પષ્ટ પુનઃ પુનઃ અભ્યાસથી આપે વૈરાગ્યને એવી રીતે પ્રાપ્ત કરેલ છે કે આ તીર્થંકરના ભવમાં તે વૈરાગ્ય જન્મ પર્યંત સહજ ભાવને પ્રાપ્ત થયેલ છે. ૧

હે નાથ ! સમ્યગ્ રત્નત્રયીના આરાધનમાં કુશળ એવા આપને સુખ હેતુમાં જેવો નિર્મળ વૈરાગ્ય વર્તે છે તેવો ઇષ્ટ વિયોગાદિ દુઃખ હેતુઓમાં સંભવતો નથી આશય એવો છે કે દુઃખ હેતુથી ઉત્પન્ન થયેલો વૈરાગ્ય રોગીલાં માણસને ઉપજતા વૈરાગ્ય જેવો ક્ષણિક-પતંગીયો હોય છે અને સુખ હેતુઓનું એકાન્ત અનિત્યપણુ સમજાયાથી જાગેલો વૈરાગ્ય કાયમ ટકી રહે એવો હોવાથી તે મોક્ષ પર્યંત સુખદાયી નીવડે છે. ૨.

વિવેકરૂપી શરાણ ઉપર વૈરાગ્યરૂપી શસ્ત્રને સજી આપે એવું તીક્ષ્ણ-અણીદાર કર્યું છે કે તે મોક્ષ રૂપ મહાનદમાં પણ સંપૂર્ણ સામર્થ્યવાળું બની રહ્યું છે, લગારે બીકું પડ્યું નથી. ૩

હે નાથ ! જ્યારે આપ ઇંદ્રાદિકની સાહેબી ભોગવો છો ત્યારે પણ ગમે ત્યાં આપને સમભાવરૂપ વૈરાગ્યજ વર્તે છે. આપ એમજ જાણો છો કે ઉદય આવેલું કર્મ ભોગવ્યા વગર છૂટકો નથીજ. એવી રીતે જ્ઞાનદૃષ્ટિથી સમભાવ વર્તતાં તે ભોગ નિર્જરારૂપે થાય છે. ૪.

જો કે આપ સદાય વિષય સુખથી વિરક્તજ છો તોપણ જ્યારે સંયમ ગ્રહો છો ત્યારે આપનો વૈરાગ્ય ઉગ્ર હોય છે. ભુક્તભોગી થયાથી હવે આ વિષય સુખથી સર્યું એવી શુદ્ધ ભાવનાથી વૈરાગ્ય સહેજે સતેજ થાય છે. ૫

સુખમાં, દુઃખમાં ભવમાં કે મોક્ષમાં જ્યારે આપ સમભાવ રાખો છો ત્યારે આપને વૈરાગ્યજ છે. આપ ક્યાં [ કયા સ્થળે ] વિરક્ત નથી ? અપિતુ આપ સર્વત્ર વૈરાગ્યવાન્ વર્તો છોજ. ૬

દુઃખગર્ભિત અને મોહગર્ભિત વૈરાગ્યમાં જ્યારે અન્યદર્શની નિમગ્ન છે ત્યારે આપનામાં તો કેવળ જ્ઞાનગર્ભિત વૈરાગ્યજ એકતાને પામેલું છે. ૭

હે વીતરાગ ! સમભાવમાં વર્તતાં પણ સદાય સમસ્ત જગતનો ઉપકાર કરનાર અને તેનું પાલન કરનાર વૈરાગ્યમાં સાવધાન અને પરબ્રહ્મ સ્વરૂપ એવા આપને અમારો નમસ્કાર હો ! ૮

## તેરમો પ્રકાશ. [ હેતુ નિરાસ નામા. ]

હે વીતરાગ! આપ મુક્તિપુરીમાં સિધાવ્યા છતાં પ્રાણીઓને વગર માગ્યા સહાયદાતા છો. સ્વાર્થ વગર હિતકારી છો. પ્રાર્થના કરાવ્યા વગર પરોપકાર કરનારા છો અને નિષ્કારણ બંધુ છો. (સગા સંબંધ વગર બાંધવ છો.) ૧

હે પ્રભુ ! આપ મમત્વ વગર સ્નિગ્ધ મનવાળા છો. માર્જન વગર ઉજ્વળ વાણીવાળા છો. પ્રક્ષાલન કર્યા વગર નિર્મળ આચારવાળા છો તેથીજ શરણ કરવા યોગ્ય એવા આપનું શરણ હું સ્વીકારૂં છું. ૨

નિષ્કષાય વીરવૃત્તિવાળા મન અને ઇંદ્રિયોને દમનારા અને શાન્તવૃત્તિનું સેવન કરનારા આપે હે પ્રભુ! વાંકા કર્મ કંટકને ખૂબ કૂટી નાંખ્યા છે કર્મદળનું નિર્દલન કરી નાંખ્યું છે. ૩

રૂદ્ર નહિં એવા મહાદેવ, ગદા રહિત યા રોગ રહિત એવા વિષ્ણુ અને રજોગુણ રહિત એવા બ્રહ્મા અથવા જ્ઞાનસ્વરૂપ એવા કોઇ અનિર્વાચ્ય પરમાત્માને અમારો નમસ્કાર હો ! ૪

હે પ્રભુ! જળ સિંચ્યા વગર ફળથી લચી પડતા, અખંડપણાથી ગૌરવવાળા અને અચિન્તિત ફળને દેવાવાળા કલ્પવૃક્ષ સમાન આપથકી હું આલોક પરલોક સંબંધી ફળને પામું છું. ૫

નિર્મોહ છતાં સર્વજનોના સ્વામી, મમતા રહિત છતાં દયાળું, અને મધ્યસ્થ છતાં જગત પાલક (વિશ્વરક્ષક) એવા આપનો હું અનઘ–નિષ્કલંક કિંકરછું ૬

વગર ગોપવેલા (પ્રગટ) રત્ન નિધાન, કર્મરૂપી વાડ રહિત કલ્પવૃક્ષ અને અચિન્ત્ય ચિતામણિ રત્ન એવા આપને મેં આ મારો આત્મા અર્પણ કર્યો છે. ૭

હે વીતરાગ! જ્ઞાનાદિકના ફળરૂપ સિદ્ધપણાનું જે યથાવસ્થિત સ્મરણ તેમાં હું ભીનો નથી, અને આપ તો સિદ્ધ થયાથી ફળ રૂપ દેહવાળાજ છો તેથી કર્તવ્ય કાર્યમાં વ્યામૂઢ એવા મારા ઉપર આપ કૃપા કરો, મારા ઉપર એવી કૃપા કરો કે હું પણ આપની પેરે સ્વ કર્તવ્ય પરાયણ રહી, કર્મ જાળને તોડી નાંખી, સિદ્ધ દશા પામું. ૮

## યોગ શુદ્ધિ નામા ચૌદમો પ્રકાશ.

હે પ્રભુ! મન વચન અને કાયાના કષ્ટકારી–

( સાવદ્ય-પાપ ) વ્યાપાર સર્વથા તજી આપે સ્વભાવેજ મનરૂપ શસ્ત્રને નિરૂપયોગી જાણી દૂર કરી દીધું છે. ૧.

હે પ્રભુ ! આપે ઇંદ્રિયોને પરાણે નિયંત્રિત કરી નહિં તેમજ તેમને લોલુપતાથી પ્રવર્તાવી પણ નહિં. એવી રીતે સીધી બુદ્ધિથી આપે ઇંદ્રિયજય કર્યો છે, ( ચરમ દેહી હોવાથી તદ્ભવે મુક્તિ ગામી એવા પ્રખર જ્ઞાની-વૈરાગી મહાત્મા માટે આવો પ્રકાર યુક્તજ છે. બાકી બીજાએ તો ઇંદ્રિયજય કરવા પોતાની સર્વ શક્તિ ફોરવવી જોઇએ). ૨.

યમ, નિયમાદિક યોગના આઠ અંગ પ્રપંચપ્રાય વિસ્તાર જેવાંજ જણાય છે જો એમ ન હોય તો આ બાલભાવથી જીવિત પર્યંત યોગ આપને સહજ ભાવે શી રીતે પ્રાપ્ત થયો ? આસનાદિક બાહ્ય વિસ્તાર વગર પરમજ્ઞાન વૈરાગ્યાદિક યોગ આપને સહજ સ્વભાવિકજ પ્રાપ્ત છે. ૩.

અનંતકાળના પરિચિત વિષયોમાં પણ આપને અનાસંગ ( વૈરાગ્ય ) છે અને જન્માવધિ અદૃષ્ટ-અપરિચિત એવા પણ યોગમાં એકતા છે. આ ઉપર

કહેલું આપનું ચરિત્ર અલૌકિક-જેવાતેવાને અપ્રાપ્યછે.૪

હે પ્રભુ! પોતાના અપકારી કમઠ, ગોશાલ કાદિક ઉપર આપે જેવો અનુગ્રહ કર્યો છે તેવો અન્યતીર્થિકો પોતાના ઉપકારી સેવક ઉપર પણ કરતા નથી તેથી આપનું સર્ત્ર ચરિત્ર અલૌકિક-અદ્દભૂત આશ્ચર્યકારીજ છે. ૫,

હે પ્રભુ? આપે ચંડકોશિકાદિકહિંસક પ્રાણીઓને પણ સદ્દગતિ પમાડવા વડે ઉદ્ધર્યા; અને સ્વઆશ્રિત સર્વાનુભુતિ તથા સુનક્ષત્ર પ્રમુખની રક્ષા નહિં કરતાં ઉપેક્ષા કરી. આવું આશ્ચર્યકારી આચરણ સ્વામી શા માટે કરે છે? એમ પૂછવાની પણ કોણ હામ ભીડે? કોઈ નહિ, ૬.

હે વિતરાગ? આપે ધ્યાન-સમાધિમાં આત્માને એવો તો સ્થિર કરેલો છે કે "હું સુખી છું કે દુ:ખી છું." તેનું આપને ભાન નથી. ૭,

ધ્યાતા ધ્યેય અને ધ્યાન એ ત્રણે આપમાં એકતાને પામેલાં છે એવું આપનું યોગ મહાત્મ્ય બીજા (જેમનું હૃદય પરબ્રહ્મના સૂક્ષ્મ માર્ગમાં પ્રવેશેલું નથી તે) કેમ માને? એ તો જે જાણતા હોય તેજ જાણે. ૮.

## પંદરમો પ્રકાશ.

હે નાથ ! જગજ્જયકારી આપના અન્ય ગુણો તો દૂર રહો ! કેવળ આપની ઉદાત્ત (અનભિભવનીય) અને શાન્ત મુદ્રાવડેજ ત્રણે જગત્ વશ થયેલ છે. ૧

હે વીતરાગ ! જે મુર્ખ જનોએ ઇંદ્રાદિકથી પણ મહાન્ એવા આપનો અનાદર કર્યો છે, તેમણે મોહવડે મેરૂને તૃણ તુલ્ય લેખ્યો છે અને સમુદ્રને ખાબોચીયા જેવો ગણ્યો છે. ૨.

જે મુર્ખજનોએ આપનું શાસન સ્વીકાર્યું નથી તે ભાગ્યહીન પ્રાણીઓના હાથમાંથી ચિંતામણિ રત્ન પડી ગયું છે અને પ્રાપ્ત થયેલું અમૃત પણ નિરર્થક થયું છે. ૩.

હે પ્રભુ ! નિષ્કારણ વિશ્વવત્સલ એવા આપના ઉપર પણ જે બળતા અગ્નિ જેવી ઈર્ષ્યાથી અરૂણ દૃષ્ટિ ધારે છે 'તેને અગ્નિ સાક્ષાત્ પ્રગટ થઇ ભસ્મ કરો ' એમ બોલતાં પાપભીરૂ સ્તુતિકાર કહે છે કે એવું બોલવાથી પણ સર્યું. '**यत:-पाप: पापेन पच्यते.**' ૪.

હે વીતરાગ ! જે અન્યદર્શનીઓ આપના શા-

સનને પોતાના દર્શનની બરોબર લેખે છે તેઓ હન્ત ઇતિ ખેદે અજ્ઞાન ઉપહત જનો અમૃતને વિષ તુલ્ય લેખવા જેવું કરે છે. ૫.

હે પ્રભુ ! જે મુઢ જનો આપની ઇર્ષ્યા કરે છે તે વાણી તથા કર્ણથી રહિત હો ! કેમકે પર નિંદાદિકમાં વાક્ કર્ણ રહિતપણું શ્રેયકારી છે. વાક્‌કર્ણ રહિતપણાથી પરનિંદાદિક કરી ન શકે અને તેથી તથાવિધ દુર્ગતિ ન પામે એ રહસ્યાર્થ છે. ૬.

હે નાથ ! જેમણે આપની આજ્ઞારૂપી અમૃત રસથી આત્માને સદાય સિંચિત કરેલ છે તે પુણ્યવંત જનને અમારો નમસ્કાર હો ! તેમને અમે આ બે હાથ જોડીયે છીએ અને તેમની અમે સેવા કરીએ છીએ, ૭.

હે પ્રભુ ! જે ભૂમિમાં આપના ચરણના નખ કિરણો ચિરકાળ ચૂડામણિની આચરણા કરે છે તે ભૂમિને અમારો નમસ્કાર હો ! એથી વધારે ભક્તિ વચનના અભાવથી શું કહિયે ? ૮.

હે નાથ ? આપના ગુણ સમુહની રમણીકતામાં હું વારંવાર લમ્પટ થયોછું તેથી મારો જન્મ સફળ છે તેમજ હું ધન્ય કૃત પુન્ય છું. ૯.

## આત્મગર્હારૂપ સોલમો પ્રકાશ.

---

હે નાથ ! એક તરફ આપના આગમ રૂપ અમૃત પાનથી ઉત્પન્ન થયેલી ઉપશમ રસની ઉર્મિઓ મને પરમાનંદ સંપદાને પમાડે છે. ૧.

ત્યારે બીજી તરફ અનાદિ ભવભ્રમણ વાસનાથી સંચિત થયેલ રાગ રૂપી વિષનો વેગ મને અત્યંત મુર્છિત-જ્ઞાન શૂન્ય કરી નાખે છે તેથી હતાશ એવો હું શું કરૂં ? ૨.

હે વીતરાગ ! રાગ રૂપ ભુજંગના વિષથી વ્યાપ્ત થયેલા મેં જે અસમંજસ કર્મ કર્યા છે તે હું આપની પાસે કહી પણ શકતો નથી એથી મારી છાની અકૃત્યતાને ધિક્કાર પડો ! ૩.

હે પ્રભુ ! કદાચિત્ સંસાર સુખાદિકમાં આશક્ત તો કદાચિત્ વિરક્ત; કદાચિત્ ક્રોધયુક્ત તો કદાચિત્ ઉપશમવાન્ એવા મને રાગ દ્વેષ અને મોહાદિકે કૌતકવડે મર્કટની પેરે નચાવ્યો છે. ૪.

હે નાથ ! આપના ધર્મ માર્ગને પામ્યા છતાં મેં મન વચન અને કાયાના વ્યાપારથી કરેલા દુરાચારોવડે મસ્તક ઉપર અગ્નિ મુક્યો; એટલે મેં મન, વચન કા-

માના અસદુપયોગવડે દુર્ગતિનું દુઃખઉપાર્જન કર્યું. ૫.

હે નાથ ! ત્રૈલોક્યનું રક્ષણ કરવા સમર્થ એવા આપ ત્રાતા ( રક્ષક ) છતાંમોહાદિક ચોરો મારાં જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ અમુલ્ય ત્રણ રત્નો હરી જાય છે. તેથી હતાશ એવો હું હણાયો છું. ૬

હે વીતરાગ ! હું બહુ તીર્થ ભમ્યો, તેમાં મેં આપનેજ એક તારક જાણ્યા. તેથીજ હે નાથ ! હું આપના ચરણે વળગ્યો છું માટે મને તારો, પાર ઉતારો ! ૭.

હે પ્રભુ ! આપની કૃપાથીજ હું આટલી ભૂમિકા (યોગ્યતા) પામ્યો છું તો હવે આદાસિન્ય વડે મા-રી ઉપેક્ષા કરવી આપને યોગ્ય નથી, હે મહારાજ ! મારી સર્વથા ઉપેક્ષા નહિંજ કરશો એવી મારી પ્રા-ર્થના છે. ૮.

હે તાત ! આપજ એક જ્ઞાતા-સર્વ ઉપાય ચતુ-ર છો. વળી આપ શિવાય બીજો કોઇ કૃપાળુ નથી અને મારા જેવો કોઈ કૃપાપાત્ર નથી તેથી હવે આ-પને જે કરવું વ્યાજબી લાગે તે કરવાની આપ ઢીલ ન કરો ૯

## શરણ પ્રતિપત્તિ રૂપ સતરમો પ્રકાશ.

હે પ્રભુ પોતાનાં કરેલાં પાપની ગર્હા (નિંદા) કરતો અને સુકૃતની અનુમોદના કરતો હું અન્ય શરણ રહિત આપના ચરણનું શરણ ગ્રહું છું, ૧

કૃત કારિત અને અનુમોદિત એવું મન વચન અને કાયાથી થયેલું મારૂં પાપ અપુનર્ભાવે (ફરી તેવી પાપ પ્રવૃત્તિ ન થાય તેવા લક્ષ સહિત) મિથ્યા થાઓ, હું અંતઃકરણથી, કરેલાં પાપની માફી માગું છું. ૨

હે પ્રભુ! આપના પવિત્ર માર્ગને અનુસારે રત્નત્રયીના આરાધન સંબંધી જે કંઇ સુકૃત કીધું તે બધું હું અનુમોદું છું. ૩

સર્વ અરિહંતાદિકના જે જે અર્હત્વાદિક ગુણ છે તે તે સર્વ ગુણ તે મહાનુભાવ સંબંધી હું અનુમોદું છું.૪

હે વીતરાગ! મેં આપનું, આપના ઉપદિષ્ટ અનુષ્ઠાનના ફળરૂપ સિદ્ધોનું, આપના શાસનના રસિક મુનીજનોનું અને આપના પ્રવચનનું હૃદય શુદ્ધિથી શરણ આદરેલું છે. ૫

સર્વ જીવોને હું ખમાવું છું અને તે સર્વ જીવો મારી ઉપર ક્ષમા કરો! આપનું અનન્ય શરણ ગ્રહણ

કરેલા મુજને તે સર્વ જીવો ઉપર (સદાયે) હિત બુદ્ધિ હો ! ૬.

હું એકલો છું, મારૂં કોઈ નથી અને હું કોઇનો નથી. હે પ્રભુ ! આપના ચરણ-શરણમાં રહેલા મુજને લગારે દીનતા નથી. ૭.

હે પ્રભુ ! આપના પસાયથી મુક્તિ રૂપી પરમ પદવી જ્યાં સુધી હું ન પામું, ત્યાંસુધી શરણાગત એવા મુજ પ્રત્યે આપ શરણાગત વત્સલતા તજશો નહિં-ઉપેક્ષા કરશો નહિં. ૮.

---

## અઢારમો પ્રકાશ;

---

હે વીતરાગ ? એકાન્ત હિતૈષી એવા આપ સ્વામિને કેવળ કોમળ વચનથીજ વિનવાય એમ નહિં કિંતુ કંઇક કઠોર વચન પણ સ્વહૃદય શુદ્ધિને માટે કહી શકાય. ૧

હે વીતરાગ ! હંસ ગરૂડાદિક પક્ષી, અજ વૃષભાદિક પશુ અને મૃગેન્દ્રાદિક વાહનાદિક ઉપર આપે સ્વારી કરી નથી તેમજ નેત્ર, ગાત્ર અને મુખ સંબંધી વિ-

कारोमी आपनी आकृति अगडेली नथी, एटले आप रागादिक विकाररहित अविकृत आकृतिनेज धारो छो.२

हे वीतराग? त्रिशुल, धनुष् अने चक्रादिक शस्त्र धारी हस्तपल्लववाळा आप नथी. तेमज कामिनीना कोमळ अंगने आलिंगन देवामां पण आप आशकत नथी. तथा प्रकारना विकारवर्जित आप निर्विकारी छो.३

निंद्य–लोक विरुद्ध आचरणथी आपे अन्य–लो-किक देवोनी जेम महाजनने त्रास उपजाव्यो नथी तेमज प्रकोप तथा प्रसादादिकवडे देव मनुष्यने आपे विडंबित पण करेल नथी. तेवा कार्यथी आप सदं-तर दूरज छो. ४

वळी जगतनी सृष्टि पालन अने संहार करवामां अन्य देवोनी पेरे आप प्रवर्त्या नथी तेमज नट विट उचित नृत्य, हास्य अने गीतादिक विलास वडे आपे आपनी स्थिति उतारी पाडी नथी, ५

हे वीतराग ! एवी रीते आप सर्व लैाकिक देवो करतां सर्वथा विलक्षण छो. तो पछी परीक्षक लोकोए देव तरीके आपने कया लक्षणवडे ओळखी हृदयमां स्थापवा ? ६.

પત્ર તૃણ કાષ્ટાદિક, ચાલતા જળપ્રવાહના માર્ગે સંચરે તે યુક્તિમત્ છે પરંતુ સામા પ્રવાહે સંચરતી વસ્તુ શી રીતે પ્રતીતિમાં આવે ? કેમ લોકો કબૂલ કરે ? કેમકે એવી રીને સામા પૂરે સંચરતી વસ્તુ ક્યાંય દેખવામાં આવી ન હોય, ૭

અથવા હે વીતરાગ ! અલ્પમતિવાળા પરીક્ષકોના પરીક્ષણથી સર્યું. તેમજ હે જગત્ પ્રભુ આપની પ-રીક્ષા સંબંધી મારી પણ ધિટ્ટાઇ ( આગ્રહબુદ્ધિ) થી સર્યું. ૮

હે પ્રભુ ! સર્વ સંસારી જીવોના સ્વરૂપથી વિ-લક્ષણ જે કાંઇ બુદ્ધિશાળી જનોના વિચારમાં આવે તેજ આપનું લક્ષણ છે. ૯

હે વીતરાગ ! આ જગત્ ક્રોધ, લોભ ભ-યથી વ્યાપ્ત છે અને આપ એથી વિલક્ષણ હોવાથી અલ્પમતિવાળા પ્રાણીઓને પરોક્ષ છો. તેથી આપનું યથાર્થ સ્વરૂપ તેમની ગ્રાહ્યમાં આવી શકતું નથી. ૧૦

## ઓગણીશમો પ્રકાશ.

---

હે પ્રભુ ! આપના દીલમાં હું વસું ! એ વાર્તા

પણ દુર્લભ છે. પરંતુ આપ મારા દીલમાં વસો! આવી સ્થિરથાઓ! એટલે બસ, મને બીજી કંઇ જરૂર નથી. ૧

હે વીતરાગ! પરવંચન કરવામાં કુશળ એવા બીજા લૌકિક દેવો પોતાથી પ્રતિકૂળ વર્તનાર કેટલા-કને કોપથી નિગ્રહ કરીને અને સ્વ અનુકુળ વર્તનાર કેટલાક ભકતજનોને વરદાનથી સંતોષી મુગ્ધજનોને ઠગે છે. એવા દ્વંદ્વમાં આપ કદાપિ પડતા નથી. ૨

રાગદ્વેષાદિકના અભાવવડે નહિં પ્રસન્ન થયેલા વી-તરાગ થકી મોક્ષાદિક ફળ શી રીતે પમાય? એ વચન અયુકત છે, કેમ કે વિશેષ ચૈતન્ય રહિતપણાથી અ-પ્રસન્ન છતાં ચિંતામણિ અને કામકુંભાદિક વિધિવત્ આરાધવાથી ફળીભૂત નથી થતા શું? થાય છેજ. એ વીજ રીતે વીતરાગ પણ ફળીભૂત થાય છેજ, વીતરાગ તો અખંડ જ્ઞાનાદિક ચૈતન્યથી સંયુક્ત હોવાથી ચિંતા-મણિ પ્રમુખ કરતાં અત્યંત ફળદાયી થઇ શકે છે, તેમનામાં સ્થાપેલી શ્રદ્ધા અને ભકિતજ આપણને કલ્પ-વેલીની જેમ ફળ આપે છે. ૩

હે વીતરાગ! આપની સેવા કરતાં આપની આ-

જ્ઞાનું પાલન પરમ કલ્યાણકારી છે. કારણ કે આપની આજ્ઞાજ આરાધી છતી મોક્ષફળ આપે છે અને વિરાધી છતી સંસાર ફળ આપે છે. ૪.

હે પ્રભુ ! હેય-ઉપાદેય વિષયક આપની **આજ્ઞા સદાકાળ એવી છે કે કષાય, વિષય, પ્રમાદાદિ આશ્રવ સર્વથા હેય-ત્યાગવા યોગ્ય છે અને સત્ય, શૌચ, ક્ષમા, માર્દવાદિક સંવર સર્વથા સેવવા યોગ્ય છે. ૫**

આશ્રવનું સેવન ભવભ્રમણ હેતુક થાય છે અને સંવરનું સેવન મોક્ષદાયક થાય છે, એ પ્રકારે સમસ્ત ઉપદેશનો સાર સંગ્રહ કરવા રૂપ આ 'આર્હતી મુષ્ટિ' યા 'મુષ્ટિજ્ઞાન' કહેવાય છે. બાકીનો બધો આનોજ વિસ્તાર જાણવો. ૬.

એવી રીતે ઉપર જણાવેલી આપની આજ્ઞાનું આરાધન કરવામાં તત્પર થયેલા અનંતા જીવો પૂર્વે નિર્વાણ પદને પામ્યા છે. વળી વર્તમાનકાળે મહા-વિદેહાદિક ક્ષેત્રમાં કઇક ઉત્તમ જીવો મોક્ષપદ પામે છે તેમજ ભવિષ્યકાળમાં પણ બીજા ઉત્તમ જીવો નિર્વાણ પદ પામશે. ૭

હે વીતરાગ ! પ્રસન્નતા કરવા માટે દીનતા તજીને એકલી આપની આજ્ઞા વડેજ જીવો કર્મ રૂપી પંજરમાંથી સર્વથા મુક્ત થાય છે ( માટે ઉપર સંક્ષેપમાં કહેલી જિન આજ્ઞાનુંજ રહસ્ય સવિશેષ ગુરૂગમ્ય ધારી તેનુંજ આરાધન કરવા અહોનિશ લક્ષ રાખવું ઉપયુક્ત છે. જ્યારે ત્યારે પણ તેમ કરવા વડેજ કલ્યાણ છે. ) ૮

## વિશમો પ્રકાશ.

હે વીતરાગ ! આપના પાદપીઠે લુંઠતા મારા મસ્તક ઉપર પુણ્ય પરમાણુઓના કણીયા જેવી આપના ચરણની રજ ચિરકાળ ( મારો મોક્ષ થાય ત્યાંસુધી ) સ્થિર થાઓ ! ૧

હે પ્રભુ ! આપનું વદન જોવામાં આસક્ત થયેલાં મારાં બંને નેત્રો હર્ષાશ્રુનાં જળ કલ્લોલવડે પૂર્વે અજ્ઞાનપણે પરખી, કુદેવાદિકને નીરખવાથી લાગેલાં પાપરૂપ મળને ક્ષણ માત્રમાં ક્ષાલી નાંખો ( દૂર કરી નાંખો. ) ૨

હે પ્રભુ ! આપની પાસે ( બાલકની પેરે ) લુંઠન કરવા વડે, પૂર્વે નહિં સેવવા યોગ્ય કૃપણાદિકને જેણે પ્રણામ કર્યો છે એવા મારા અજ્ઞાન લલાટને તેનું પ્રાયશ્ચિત વળી જાય તેવી ચિન્હ પંકિત થાઓ ! ૩.

હે નાથ ! આપના દર્શન જન્ય પ્રમોદથી ખડા થઇ રહેલાં રોમાંચ કંટક અનંત ભવભ્રમણથી પુષ્ટ થઈ રહેલી મિથ્યાત્વ-વાસનાને ઘસરડી કાઢો ! ૪

હે પ્રભુ ! આપના મુખ ચંદ્રની કાંતિની અમૃત જેવી જ્યોત્સ્નાનું પાન કર્યે સતે મારાં લોચન-કમળ નિશ્ચળતાને પામો ! ( સઘળી ચપળતા તજી પરમ શાંતિનો અનુભવ કરો ! ૫.

હે જિનેશ્વર ! સદાય મારાં નેત્રો આપના મુખ દર્શન સંબંધી સુખના લાલસી થાઓ ! મારા બંને હાથ આપની સેવામાં સાવધાન બનો ! અને મારા બંને કર્ણ આપના ગુણ શ્રવણ કરવામાં તત્પર થાઓ. ! ૬.

હે વીતરાગ ! સર્વત્ર સ્ખલના પામતી આ મારી વાણી જો આપના ગુણ ગાન પ્રત્યે સ્પૃહાવાળી થઇ છે તો તેનું કલ્યાણ થાઓ ! આપના સદ્ભૂત ગુણથી

પણ પરાઙ્મુખ એવી જીભનું પ્રયોજનજ શું છે? કંઇજ નથી. ૭

હે પ્રભુ ! હું આપનો આધીન વર્તનારો પ્રેષ્ય છું, સમ્યક્ સ્વામી સેવામાં નિપુણ દાસ છું અને આજ્ઞા વચનને ઉઠાવવામાં ચતુર એવો આપનો સેવક (કિંકર) છું. તેથી 'આ મારો સેવક છે' એમ ઓમ્ એટલો શબ્દ જલ્પી આપ મને સેવક તરીકે સ્વીકારો. હે નાથ ! આથી વધારે શું યાચું ? આપના 'ઓમ' એવા વચન ઉપરાંત બીજું કશું હું યાચતો નથી. ૮

શ્રી હેમચંદ્ર સૂરિએ પ્રતિપાદિત કરેલા આ વીતરાગ સ્તોત્રથી શ્રી કુમારપાલ ભૂપાલ અભીષ્ટ એવું (મોક્ષ)ફળ પામો ! ૯

"ઉક્ત સ્તોત્રાર્થનું યથાવિધ પઠન, પાઠન, શ્રવણ અને મનન કરનાર સજ્જન વર્ગનું ઉતરોત્તર કલ્યાણ થાઓ. ઇતિશમ્.

# શ્રી મહાદેવ સ્તોત્ર ભાષાંતર લેખક શાન્ત મૂર્તિ શ્રી કર્પૂર વિજયજી મહારાજ.

જેનું દર્શન અત્યંત શાંતરસથી ભરેલું, સર્વ જીવોને અભય આપનારૂં મંગળકારી અને ઉત્તમ છે તેથીજ તે શિવ કહેવાય છે. ૧

સર્વ દેવથી મહાન્ હોવાથી તેમજ સર્વ સમૃદ્ધિ-થી અધિક હોવાથી જે મહેશ્વર કહેવાય છે એવા રાગદ્વેષથી સર્વથા રહિત જિનેશ્વરને હું વંદુ છું. ૨

લોકાલોકને પ્રકાશ કરનારૂં મહાજ્ઞાન જેને પ્રગ-ટ્યું છે તથા મહાદયા, મહાદમન અને મહાધ્યાન જેને હોય છે તે મહાદેવ કહેવાય છે. ૩

સ્વશરીરમાં રહેનારા વિષયકષાયાદિક મહાન્ તસ્કરો જે દેવે સર્વથા જીતી લીધા છે તે મહાદેવ કહેવાય છે. ૪

દુર્જય એવા રાગદ્વેષરૂપ મહા સુભટો જેણે સર્વથા જીતી લીધા છે તેનેજ હું મહાદેવ માનું છું, બાકીના તો ફક્ત નામધારી જ છે. ૫

શબ્દ માત્ર મહાદેવ લૌકિક મતમાં મનાયેલ છે અને જૈન શાસનમાં તો ગુણયુકત એવા શબ્દ અને અર્થથીજ મહાદેવને માનવામાં આવેલ છે. ૬

લૌકિક મતમાં શકિતમાત્ર ( તિરોભૂત ) વિજ્ઞાન લક્ષણ મહાદેવ માનેલ છે અને જૈન શાસનમાં તો વ્યકત વિજ્ઞાન લક્ષણ મહાદેવને માનવામાં આવે છે તેથી જેણે મોહજાળને છેદી નાંખી છે તેજ મહાદેવ કહેવાય છે. ૭

મહામદ વિવર્જિત, મહાલોભ વિમુકત, અને મહા ગુણ યુકત એવા હે મહાદેવ, તમોને નમસ્કાર છે. ૮

મહારાગ, મહાદ્વેષ, અને મહામોહ તેમજ કષાય પણ જેણે હણી નાંખેલ છે તેજ મહાદેવ કહેવાય છે. ૯

જેણે મહા કામનો નાશ કર્યો છે, મહાભય દૂર કર્યાં છે, અને મહાવ્રતનો ઉપદેશ કર્યો છે તે મહાદેવ કહેવાય છે. ૧૦

મહા ક્રોધ, મહામાન, મહામાયા, મહામદ અને મહાલોભ જેણે હણી નાંખ્યા છે તે મહાદેવ કહેવાય છે. ૧૧

મહાનંદી, મહાદયાવંત, મહાજ્ઞાની, મહાતપસ્વી મહાયોગી અને મહામૌની એવા મહાદેવ હોય છે. ૧૨

મહાવીર્ય, મહાધૈર્ય, મહાશીલ, મહાગુણ, અને મહા કોમળ ક્ષમા જેમાં રહેલી છે તે મહાદેવ કહેવાય છે. ૧૩

લોકાલોક પ્રકાશક જ્ઞાન જેનાથી સ્વતઃ પ્રગટ થયું છે અને અનંત વીર્ય યુક્ત ચારિત્ર જેનામાં સાક્ષાત્ ઉદ્ભવ્યું છે તેજ સ્વયંભૂ કહેવાય છે. ૧૪

એ હેતુથી સ્ત્રી શસ્ત્રાદિ રહિત કાયોત્સર્ગ મુદ્રા અને પર્યંકાસન મુદ્રાધારી એવા જિન ભગવાનજ શીવ તથા શંકર કહેવાય છે. ૧૫

તે સાકાર પણ છે અને નિરાકાર પણ છે, તેમજ મૂર્તામૂર્ત પણ છે. વળી પરમાત્મા, બાહ્યાત્મા તથા અંતરાત્મા રૂપે પણ કહી શકાય છે. ૧૬

પરમ દર્શન જ્ઞાન યોગવડે જે અક્ષય આત્મ સ્વભાવને પામ્યા છે તેમજ પરમ ક્ષમા અને દયા ( યુક્ત ) હોવાથી પરમાત્મા કહેવાય છે. ૧૭

સિદ્ધ અવિનાશી સુખ સંપ્રાપ્ત થયે છતે જે પરમાત્મા કહેવાય છે અને પ્રથમ કર્મવશાત્ સંસારમાં

પરિભ્રમણ કરતાં બાહ્યાત્મા કહેવાય છે, તેમજ વિવેક યુક્ત દેહ ધારી છતાં અંતરાત્મા કહેવાય છે; એવી રીતે શિવ ત્રણ પ્રકારે છે. ૧૮

દોષયુક્ત અવસ્થા સકલ અવસ્થા કહેવાય છે અને દોષ રહિત અવસ્થા નિષ્કલ કહેવાય છે, સર્વથા દેહ રહિત પરમપદપ્રાપ્તની એ દશા છે ૧૯

શુદ્ધ નયથી વિચારતાં કેવળ અખંડ અબાધિત એક મૂર્તિ છતાં પર્યાય નયની અપેક્ષાએ આત્માનાં જ્ઞાન ચારિત્ર અને દર્શન ગુણના યોગે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરરૂપ ત્રિમુર્તિ કહી શકાય છે ( જૈન મતમાં ઉકતવાત ઘટી શકે છે લૌકિક મતમાં તો તેમાં પ્રગટ રીતે મોટો વિરોધ જોવામાં આવે છે તે આગળની વાત મધ્યસ્થતાથી વિચારી જોતાં બરાબર લક્ષમાં આવશે. ) ૨૦

એક મુર્તિ, તેનાં બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર એવા ત્રણ ભાગ, એ પરસ્પર અત્યંત ભિન્ન એવા ત્રણની એક મૂર્તિ શી રીતે સંભવે ! ૨૧

વિષ્ણુ કાર્ય રૂપ છે; બ્રહ્મા ક્રિયારૂપ છે, અને મહેશ્વર કારણરૂપ છે, એવી રીતે: કાર્ય કારણ સંપન્ન

એક મુર્તિ શી રીતે હોઇ શકે ! ઉક્ત વાતને વધારે સ્પષ્ટ કરીને સ્તોત્રકાર પોતેજ બતાવે છે ] ૨૨

પ્રજાપતિનો પુત્ર બ્રહ્મા છે માતા પદ્માવતિ કહેલી છે અને અભિજિત્ નક્ષત્રમાં જન્મ થયેલો છે તો એક મૂર્તિ કેમ હોય ! ૨૩

વસુદેવનો પુત્ર વિષ્ણુ છે, માતા દેવકી છે, જન્મનું નક્ષત્ર રોહિણી છે; તો તેની એક મૂર્તિ કેમ હોય ! ૨૪

પેઢાલનો પુત્ર રુદ્ર છે, માતા સત્યકી છે, મુલ નક્ષત્રમાં જન્મ થયેલો છે; તો એક મૂર્તિ કેમ હોય ! ૨૫

બ્રહ્મા રક્ત વર્ણવાળો છે, મહેશ્વરનો શ્વેત વર્ણ છે, અને વિષ્ણુ કૃષ્ણવર્ણવાળો છે; તો એક મુર્તિ કેમ હોય ? ૨૬

બ્રહ્મા જપમાળાને ધારણ કરે છે, મહેશ્વર શૂલને ધારણ કરે છે અને વિષ્ણુની પાસે શંખ અને ચક્ર છે તો એક મુર્તિ કેમ હોય ? ૨૭

બ્રહ્મા ચાર મુખવાળો છે, મહેશ્વર ત્રણ નેત્ર-વાળો છે અને વિષ્ણુને ચાર હાથ છે, તો એક મુર્તિ કેમ હોય ? ૨૮

બ્રહ્મા મથુરામાં જન્મેલ છે, રાજગૃહમાં મહેશ્વર જન્મેલ છે અને દ્વારકામાં કૃષ્ણની ઉત્પત્તિ છે તો એક મૂર્તિ કેમ હોય ? ૨૯

બ્રહ્માને હંસનું વાહન છે, મહેશ્વરને બળદનું વાહન છે અને વિષ્ણુને ગરૂડ પક્ષીનું વાહન છે તો એક મુર્તિ કેમ હોય ? ૩૦

બ્રહ્માના હાથમાં કમળ છે, મહેશ્વરના હાથમાં શૂળ છે અને વિષ્ણુના હાથમાં ચક્ર છે, તો એક મુર્તિ કેમ હોય ? ૩૧

બ્રહ્મા કૃતયુગમાં થયેલ છે, મહેશ્વર ત્રેતાયુગમાં થયા છે અને દ્વાપરયુગમાં વિષ્ણુ થયેલ છે; તો એક મુર્તિ કેમ હોય ?. ૩૨

જૈન શાસનમાં નિર્મળ કેવળ જ્ઞાન વિષ્ણુ રૂપ અર્થાત્ સર્વવ્યાપક-લોકાલોક પ્રકાશક કહ્યુ છે. યથા-ખ્યાત-વીતરાગ ચારિત્ર પૂર્ણબ્રહ્મરૂપ અર્થાત શુદ્ધ સ્વભાવ રમણરૂપ કહ્યું છે. અને શુદ્ધ આત્મશ્રદ્ધાન યા સમ્યકત્વ શિવરૂપ અર્થાત ભવભ્રમણ નિવારીને નિરૂપાધિક શાંતિ આપનારૂં કહેલું છે તેથી સંશુદ્ધ જ્ઞાન દર્શન અને ચારિત્રમય શ્રી અર્હન્મુર્તિ જ પૂર્વોક્ત વિષ્ણુ બ્રહ્મ અને શિવાત્મક છે. ૩૩

પૃથ્વી, જળ, પવન, અગ્નિ, યજમાન, આકાશ, સોમ અને સૂર્યરૂપ આઠ ગુણ વીતરાગ ભગવાનમાં માનવામાં આવ્યા છે. ૩૪

ઉત્તમ પ્રકારની ક્ષમા તેજ પૃથ્વી, સદા પ્રસન્નતા એજ જળ નિઃસંગતા એજ વાયુ અને શુદ્ધ સંયમ-યોગ એજ અગ્નિ. ૩૫

શુદ્ધ, તપ, દાન, દયાદિક ગુણોવડે આત્મા એજ યજમાન અને નિર્લેપ સ્વભાવ હોવાથી આત્મા એ જ આકાશતુલ્ય ગણાય છે. ૩૬

સોમ્ય મૂર્તિવડે મનોહર હોવાથી એ વીતરાગ ભગવાન જ ચંદ્ર કહેવાય છે અને નિર્મળ જ્ઞાનનો પ્રકાશ કરવાથી એજ ભગવાન આદિત્ય—સૂર્ય કહેવાય છે, ૩૭

માટે મોક્ષસુખને ઇચ્છનારે શ્રીમદ્ અર્હદ્ દેવ-પ્રતિ નિષ્કામપણે અર્થાત્ રાગદ્વેષ રહિત, તથા પુણ્ય પાપની કામના રહિત નમસ્કાર કરવો જોઇએ, કેમકે પુણ્ય પાપ અને રાગદ્વેષનો સર્વથા ક્ષય કર્યાથી જ મોક્ષ મળે છે. ૩૮

અર્હન્ પદમાં અકારથી વિષ્ણુ, રૂકારથી બ્રહ્મા,

હકારથી હર સમજવો અને છેવટનો મકાર પરમપદ વાચક છે. ૩૯

અર્હન્ પદમાં રહેલ અકાર, આદિ ધર્મનો વાચક તથા આદિ મોક્ષનો દર્શક છે તેમજ સ્વરૂપમાં પરમ જ્ઞાન બતાવનાર છે, તેથી અકાર કહેવાય છે. ૪૦

રૂપી અને અરૂપી દ્રવ્યને જ્ઞાનચક્ષુથી દેખીને લોકાલોકને સંપૂર્ણ રીતે દેખ્યું છે તેથી રકાર કહેવાય છે. ૪૧

જેણે સર્વ પ્રકારના રાગદ્વેષ તથા મોહજન્ય પરીષહો અને અષ્ટ કર્મોને હણ્યા છે તેથી હકાર કહેવાય છે. ૪૨

પુણ્ય અને પાપ વિગેરે તત્ત્વોને સંપૂર્ણ રીતે જાણી લઇને સંપૂર્ણ સંયમ વ્રત છતાં અષ્ટ મહા પ્રાતિહાર્ય યુક્ત વર્તે છે તેથી નકાર કહેવાય છે. ૪૩

સંસારરૂપ બીજના અંકુરાને પેદા કરનાર રાગ-દ્વેષાદિ દોષો જેના ક્ષય પામેલા છે તે ચ્હાય તો બ્રહ્મા હો, વિષ્ણુ હો, હર હો, કે જિન હો, તેને અમારો ત્રિવિધે ત્રિકાલ નમસ્કાર । ॥ ૪૪ इति—शम्

॥ શ્રી ॥

# વીતરાગ સ્તોત્ર અનુવાદ.

પ્રયોજકઃ—સાંકળચંદ પિતાંબરદાસ. શાહ

## મંગલાચરણ.

### શાર્દૂલવિક્રિડિત છંદ.

**શ્રીસંખેશ્વરપાસ** દાસ ગણીને આપો સદા સંપદા,
વાગ્દેવી ૧રસના પવિત્ર કરજો માતા ૨મયાળુ સદા;
સર્વજ્ઞ કળિકાળ હેમસૂરિએ આ ગ્રન્થ સ્યાદ્વાદથી,
ગુંથ્યો શ્રી **વીતરાગ** સ્તોત્ર વિરચું ભાષા અનુવાદથી.

### દોહરા.

કળિકાળ સર્વજ્ઞ શ્રી, હેમચંદ્રસૂરિરાજ,
સ્તોત્ર રચ્યો વીતરાગનો, કુમરનરિંદ સુકાજ.　　૧
પરમાર્હત ભૂપાળ તે, કરે સ્વાધ્યાય ત્રિકાળ;
સ્મરણ કરે એ સ્તોત્રનું, વિલસે મંગલમાળ.　　૨

---

૧ જીવ્હા—વાણી. ૨ દયાળુ

મહાગિરા* સંસ્કૃતમાં, સકળ સ્તોત્ર આખ્યંત;
અર્થ સમર્થ ન વ્યર્થ કાંઈ, આશય પ્રૌઢ અત્યંત. ૩
સ્તોત્ર રત્ન ચિંતામણિ, કામકુંભ અવતાર;
કામદુધા શુભ સુરતરૂ, મહિમાનો નહિ પાર. ૪
ધર્મ ધુરંધર સૂરિવરૂ, શાસનના શણુગાર;
યુગ પ્રધાન બુદ્ધિનિધિ, બૃહસ્પતિ અવતાર. ૫
તે **શ્રીહેમસૂરિ** પ્રભુ, બુઝવ્યો કુમરનરિંદ,
આણુ અમારીની ઠવી, દેશ વિદેશ અખંડ. ૬
સૂરિ ભૂપ મનોરથ સમો, સ્તોત્ર સકળ શણુગાર,
ભણે ગણે વિધિ ધ્યાનથી, કરે ન ફરી અવતાર. ૭
૧મૃગપતિ સમ ક્યાં સૂરિવરૂ? સ્તોત્ર ચિંતામણિ રૂપ.
ક્યાં ૨કીટ સમ અજ્ઞ હું? વર્ણવું લેશ સ્વરૂપ. ૮
મૂળ સ્તોત્ર સાગર થકી, ગાગર સમ ગુણવાદ,
સંસ્કૃતથી અજ્ઞાત ભવિ, સ્વપર નિમિત્ત અનુવાદ. ૯
તનુજ **પીતાંબરદાસનો**, સાંકળચંદ કવિદાસ:
વીસા શ્રીમાળી શ્રાદ્ધ છું, રાજનગરમાં વાસ ૧૦

---

* વાણી ૧ સિંહ ૨કીડો

## પ્રસ્તાવનારૂપ પ્રથમ પ્રકાશ.

### હરિગીત છંદ.

જે સદા સંસારી જીવોથી શ્રેષ્ઠ પરમાત્મા ખરા,
પરધાન [૧]પરમેષ્ટિ પદોમાં જ્ઞાનકેવળમય ધરા;
અજ્ઞાન પેલી પાર જ્યોતિકાર સૂર્ય ઓંકાર છે,
પંડિત જનોએ પ્રશંસ્યા વીતરાગ જગદાધાર છે. ૧
જેણે સમસ્ત કુ કલેષકારી રાગદ્વેષાદિક તરૂ,
મૂળથી ઉખેડ્યાં થયા જે વીતરાગ ત્રાતા જગગુરૂ;
વળી સુરાસુરપતિ ને નરાધિપ નમ્યા જેના પાયમાં,
તે ચરણનુ કરૂં શરણ તો નવ પડું ભવભય લાયમાં. ૨
જેના થકી ધર્માર્થ કામને મોક્ષ પુરૂષાર્થે સહી,
શબ્દાદિ ચૌદ વિદ્યા પ્રવૃત્તિ જ્ઞાન[૨] ભાસ્કર[૩] કર અહી
જે ભૂત ભાવી વર્તમાનનું સ્વરૂપ સર્વ પ્રકાશતા,
એવું અનુપમ જ્ઞાન જેનું નમું તે જગ શાશ્વતા. ૩
વિજ્ઞાન આનંદ બ્રહ્મ ત્રિપદી એકતા કરી જ્યાં ઠરી,
સર્વજ્ઞ શ્રદ્ધા ધ્યાન કરવા યોગ્યનું શરણું કરી,
તે તરણ તારણ દુઃખ નિવારણ ચરણનું શરણું કરૂં,

---

૧ પંચપરમેષ્ટિ પદ નવકાર. ૨ સૂર્ય ૩ કિરણ

નવ કરૂં જન્મમરણ ફરી સંસાર અટવી નવ ફરૂં, ૪
સૌ કલેશ વર્જીત નાથથી હું છું સનાથ અહા ? નકી,
સુર અસુર વંદિત એ પ્રભુને સદા વાંચ્છું મન થકી,
કૃત કૃત્ય છું હું એ પ્રભુથી સદા કિંકર ત્હેમનો,
દેવાધિદેવ ત્રિકાળ વેદી નમે ત્હમને જગ જનો. ૫
એવા પ્રભુનો સ્તોત્ર રચિ મન [1]ગિરા પાવન હું કરૂં,
નિર્મળ કરૂં કાયા નમીને સદા આણા શિર ધરૂં,
આ ભવારણ્યમાં જન્મ માનવનો મળ્યાનું ફળ મળ્યું,
પ્રભુ કૃપાના અવતાર સ્તવતાં કલ્પતરૂ દ્વારે ફળ્યું, ૬
ક્યાં પશુથી પણ અધિક પશુ હું સ્તુતિ ક્યાં વીતરાગની ?
અહા ! બૃહસ્પતિને પણ અગોચર સ્તુતિ તે મહાભાગ્યની,
પગવડે [2]પંગુ ઇચ્છતો મહા અટવીને ઉલંઘવા,
એવું મહા સાહસ અમારૂં હાસ્યકારક જગ થવા. ૭
તોપણ શ્રદ્ધાળુ હૃદયથી સ્તુતિ થતાં સ્ખલના જો યદા,
ગુણ અનંતા નવ કહી શકું નિષેધ કરશો નહિ કદા ?
આ વચન રચના વણ સંબંધે છતાં શ્રદ્ધાળુ તણી,
શોભે અતિ પ્રભુતા મળે પ્રભુગુણ ગાતાં સુખ ભણી. ૮
વીતરાગ સ્તોત્ર શ્રીહેમચંદ્ર સૂરિંદ રચિ સ્તવના કરી,

---

૧ વાણી ૨ પાંગળો

શ્રદ્ધા વિશુદ્ધિ કર્મક્ષય રૂપ કુમરભૂપે આદરી,
પરમાર્હત તે ભૂપાળને ફળ થાઓ જે આશિર વદે,
ભગવાન હેમાચાર્ય દે જે પ્રથમ પ્રસ્તાવે હદે. ૯

## મુળ ૪ અતિશય વર્ણનરૂપ બીજો પ્રકાસ.

તનુ પ્રિયંગુ વતનીલ ઉજવળ સ્ફટિક વત પીત કંચનો,
વળી રક્ત પદ્મસુરાગ વત ને શ્યામ અંજનવત ભણ્યો,
[1]વપુ વગર ધોયું નિર્મળું તે દેખી દેવ મનુષ્યનું,
મન ચકિત થાય ન કોણનું સૌ હર્ષ પામે જોઇ તનું ૧
છે સુંકામળ પ્રભુ અંગ ચંગ સુમનોહર કદળી સમું.
વળી કલ્પતરૂ માળા સમાન સદા સુગંધિમય ગમ્યું;
એવા સુગધિ દેહ પર દેવાંગનાના નયન જે,
કરતા ભ્રમર સમ ક્રિડા જે ખુશ થતા જોઇપ્રભુ[2]વયણને ૨
હે ! નાથ અમૃતપાન પુષ્ટિથી [3]પરાભવ પામતા,
પ્રભુ દેહ મધ્યે કાસ શ્વાસાદિક રોગ ન વ્યાપતા,
એ રોગ રૂપી સર્પ સમુહો નાથ વપુથી ભાગતા,
છો આપ રોગ રહિત સ્વામી જગત મધ્યે જાગતા. ૩
પ્રતિબિંબ દર્પણુમાં પડે તદ્રૂપ મળ કાંઇ નવ રહ્યા,
વળી પરિશ્રમાદિકથી પસીનો થાય નહિ સા મળ ગયા;

---

૧ શરીર ૨ મુખ ૩ હારવું.

તે આપની કાયા વગર ૧પ્રસ્વેદની નિર્મળ સદા,
એ વાત લોકોત્તર પ્રભુની નમું હું ત્હમને મુદા. ૪
વીતરાગ કેવળ આપનું મન રાગ રાહત ધવળ શમ્યું,
એથી ન બસ પણ શરીર ૨શોણિત ધવલ દૂધ ધારાસમું;
માનું પ્રભુનો રાગ શોણિતથી સ્વભાવે દૂર ગયો,
તેથીજ રાગની રક્તતા ગઈ દૂધ ૩સહોદર તે થયો. ૫
જગથી વિલક્ષણ વાત અદ્ભૂત વર્ણવે શું કવિ યથા ?
દુરગંધ રહિત સુગંધમય છે માંસ ગૌક્ષીર સમ તથા,
દેવાધિદેવા નિત્ય મેવા ચરણ સેવા આપજો,
દૂરગંધ ટાળી અનાદિની પ્રભુ પાપ તાપો કાપજો. ૬
જળ સ્થળ સુગન્ધિ પુષ્પમાળા તજી ભ્રમરાઓ ભમે,
વીતરાગ તુજ નિશ્વાસની લેવા સુગન્ધિ મન રમે;
રહે આપના મુખ કમળ રૂપી કમળ ફરતા ઉલ્લસી,
વળી સમજ પંકજ અથિર જાણી ચરણ કમળે૪શ્રીવસી. ૭
હે નાથ ! તારી જન્મ મર્યાદા અલૌકિક છે અતી,
પંડિત જનોને પણ અગોચર ચમત્કારી છે કૃતી;
પ્રભુ કરે આહાર નિહાર દેખે ચર્મ ચક્ષુ નવ કદા,
એ લોક લોકોત્તર પ્રભા પ્રભુ વર્ણવું શું હું યથા. ૮

---

૧ પરસેવો ૨ લોહી ૩ ભાઇ ૪ લક્ષ્મી

## કર્મક્ષય જનિત ૧૧ અતિશય વર્ણનરૂપ
## બીજો પ્રકાશ.

---

તીર્થેશ નામ સુ કર્મ જનિતજ અતિશયથી શોભતા,
સર્વાભિમુખ્ય સુનામ અતિશય છતાં અતી નિર્લોભતા,
છો નાથ કેવળજ્ઞાન જ્યોતથી સૌ દિશા સન્મુખ સદા,
પ્રભુ દેવ મનુષ્યાદિકને આનંદરસ આપો મુદા. ૧
યોજન પ્રમાણુ સુદેશનાના સમોસરણુ વિષે બધા,
ક્રોડોગમે [1]મનુ દેવને ત્રિર્યંચ પરિવારો સુધાં,
સંકોચ વગર સમાય ત્યાં સૌ સુણે પ્રભુની દેશના,
[2]માંજાર [3]મુષકાદિક જાતી વૈર તજી રહે શુભ મના. ૨
હે નાથ ! તારૂ વચન એક એક પૂરતું મધુર છે,
નહિ વ્યર્થ વાણી લેશ કલેષ ન થાય જે રસપુર છે,
સૌ દેવ મનુષ્ય ત્રિયંચ નિજનિજ ભાષમાં સમજે યથા,
તુજ વચન ધર્મ સુબોધ દેવા છે યથા નહિ કો વૃથા. ૩
વિચરો પ્રભુ જ્યાં ત્યાં સમીરની લ્હેરીઓથી સર્વદા,
શત એકને પચવીશ યોજનમાં ન રહે રોગો કદા,

---

૧ મનુષ્ય ૨ બીલાડી ૩ ઊંદર.

પૂર્વે થયેલા વિલય પામે નવા રોગ ન નીપજે,
એવું અપૂર્વ છે મહાત્મ્ય તાઈ સર્વ સંપદ સંપજે.૪
વિચરે પ્રભુ જે ભૂમિ ઉપર તીડ ઉંદર શુક કદા,
ન કરે ઉપદ્રવ ધાન્યને તે દૂર થાય બધા તદા,
જેમ ભૂપથી રહે દૂર અનીતિ તેમ સૌ વ્યાધિ ટળે,
ઘનથી મયુર શશિથી ચકોરી તેમ ભવિ આશા ફળે. ૫
પુષ્કરાવર્ત સુમેઘ વૃષ્ટિ જેમ તુજ દષ્ટિ થતાં,
જ્યાં ચરણ ધારો ત્યાં નગર સ્ત્રી ક્ષેત્ર આદિક ભયજતા,
એથી ઉપજતા વૈરને વિરોધ રુપ અગ્નિ શમે,
ત્હારી કૃપાથી નાથ ત્હારા ભકત ભવમાં નવ ભમે. ૬
અહા! ઉપદ્રવનો છેદ કરવા ઢોલવાગે તેમ યથા,
ભૂમિ પર પ્રભાવ થતાં ન રહે ભય શાકિની વ્યંતર તથા,
એ દુષ્ટ વ્યન્તર પ્રમુખથી ઉત્પન થતા મારી વ્યથા,
મહાકાળ સમવિકાળ રોગ ન થાય એ અદ્ભુત કથા ! ૭
વિશ્વોપકારી આપ જ્યાં વિદ્યમાન ત્યાં જગ જનતણા,
વાંચ્છિત ફળે આપત્ ટળે વળી પાપ તાપ ગળે ઘણા;
વળી અતિવૃષ્ટિ અનાવૃષ્ટિ થાય નહિ જગદુ:ખ કરી,
સમકાળ ઋતુ સઘળી ફળે જગનાથ ત્યાં રહે શ્રી હરી. ૮

જેમ સિંહનાદે હસ્તિ ભાગે પ્રભુ પ્રભાવે તેમ યથા,
નિજ ચક્રને પરચક્રના ભય ટળે થાય ન કાંઇ વ્યથા;
એવો અનુપમ નાથ મહિમા વાણી દ્વારા શું કહું,
જે બૃહસ્પતિ જીભશહસ્ત્ર કરતાં કહી શકે નહિં ગુણુ અહું.૯
અદ્‌ભૂત જંગમ કલ્પવૃક્ષ પ્રભાવશાળી પગ ધરે,
તે ભૂમિપર દુષ્કાલ ન રહે જગજનો નવનિધ કરે;
જગનાથ ભક્ત અનાથને કરતા સનાથ કૃપાનિધિ.
હે ૧ભવસુકાની નાથ નાથ સુકાન નાગે ગુણનિધિ.૧૦
છેર અર્કથી પણ પ્રભા અધિકી દેવ ભામંડળ રચે,
પ્રભુ શીર પાછલ સ્થાપિને નાચે સમિપ ભક્તિ રૂચે;
માનું પ્રભુ દેદાર જોતાં આડ ન નડે વ્યક્તિને,
તેથીજ ભામંડળ થયું પુંઠ ધન્ય દેવની ભક્તિને. ૧૧
આ રત્ન ત્રયી રૂપ યોગ ઠકુરાઇને પ્રસિદ્ધ મહિમા અતી,
ઘાતી કરમનો ક્ષય થતાં ઉત્પન્ન થયેલો મહાયતી,
ભગવાન એહ અમોઘ મહિમાથી સચેતન પ્રાણીયા,
આશ્ચર્ય કોણ થતા નથી સા થાય પ્રમુદિત જાણીયા. ૧૨
અહા ! અનંતા કાળો ઉપાર્જીત કર્મવન વણ અંતનું,
પ્રભુવિણુ અવરન કો ઉચ્છેદે મૂળ લક્ષણુ ખંતનું,

---

૧ ભવ સમુદ્રમાં નાવિક ર સૂર્ય.

એઅકળશક્તિવ્યક્તિગતજોઈ ભક્તિમાં મુજ મનરમ્યું,
હે ધર્મમૂર્તિ ¹ધુરાધારી ધર્મની શાસન ગમ્યું. ૧૩
હેનાથ ! ચરણુ ઉપાય ફરીફરી કુશળ થઇ સાધ્યા તમે;
ફરી પ્રવર્તિ ત્હેં સબળ જેથી પરમ પદ આગે રમે,
એ સંપદા નવ ઇચ્છતાં તીર્થેશ પદવી નિર્મળી,
પ્રભુ મળી તમને વાનગી દો સહજ અમને તો ફળી.૧૪
હેનાથ ! મૈત્રી ભાવનાના સ્થાન રૂપ પવિત્ર છો,
વળી ભાવના પરમોદ પુષ્ટિથી પૂરા જગમિત્ર છો,
કરૂણા અને માધ્યસ્થ યોગે પુજ્ય શ્રી યોગીંદ્રને,
કરી શુદ્ધ ત્રિકરણુ અમે નમીએ માન્યકારિ સૂરેંદ્રને. ૧૫

દેવકૃત અતિશય પ્રગટન રૂપ ચોથો પ્રકાશ.

મિથ્યાત્વ દૃષ્ટિને પ્રલયના કાળ સમ વિકરાળ છે,
સમકિત દૃષ્ટિને² પ્રિયુષ અંજન સમું સુકુમાળ છે,
માનું કરે ઉદ્ઘોષણા સુણો દેશના સૌ શુભ મને,
એવું તિરથપતિ શ્રી તીલક સમ ધર્મચક્ર બિઃદ ભણે. ૧
વીતરાગ એકજ સ્વામી જગમાં એમ કહે કરી અંજળી,
અહા ! ઇંદ્રધ્વજ મષ ઇંદ્ર કરતા ઉર્ધ્વતર્જનીઅંગુલી,

૧ ધર્મ રથની ધુંસરી ૨ અમૃત.

જગતાત છો વિખ્યાત વસુધા વાત એક ઉરે ધરો,
પ્રતિપાળ દીનદયાળ તારો એક હારો આશરો. ૨
જ્યાં ચરણકમળ પડે તમારા દેવ દાનવ ત્યાં મળી,
અહા ! નવાં સુવરણકમળ રચતા માનું લક્ષ્મીને છળી,
એ કમળમાં વસનાર શ્રી વિસ્તાર પ્રભુ પાદે કરે,
સુર અસુર ભક્તિ શક્તિ સહ કરી ધ્યાન જિનનું આદરે. ૩
જે દાન શીલ તપ ભાવના રૂપ ચતુર ધર્મ પ્રકાશતા,
માનું ચતુર્મુખ થયા સ્વામી અહા ! જગ વત્સળ થતા,
મહિમા અપૂર્વ અગાધ પણ ગંભીર સાગર સમ પ્રભુ,
પ્રતિબદ્ધ નહિ કોઈ ગ્યાન[1] સમીર સમાન છો અદ્ભુત વિભુ. ૪
અહા ! રાગ દ્વેષને મોહ રૂપ વા વચન મન કાયા રૂપી,
એ ત્રણ્ણે દોષથી ત્રણ્ણે જગને મુક્ત કરવા છો ખપી,
તેથીજ માનું દેવ ત્રણ્ણે પ્રકારના ત્રિગડુ રચે;
અનુક્રમે રૂપ્ય સુવર્ણને વળી રત્નમય કરવા મચે. ૫
હેનાથ ! પૃથ્વિપર વિચરતાં થાયર અધો[2] મુખ કંટકો,
અહા ! સૂર્ય ઉદય થતાં રહે કેમ અંધકારકે ઉકો[3] શિકો ?
વરસાદ વરસે સકળ સ્થળ શુભ ક્ષેત્ર વાડ ઉખર ભૂમિ,

૧ પવન ૨ જેનાં કાંટાનો ભાગ નીચે છે, ૩ ઘુવડો.

પુષ્કરાવર્ત્ત સુ મેઘમાં મગશૈલ નવ ભીજે શમી. ૬
નખ કેશ રોમને મૂછ દાઢી સમાર્યાં દીક્ષા સમે,
તેવાંજ રહે વાધે નહિ એ બાહ્ય યોગથી સુર નમે,
એ બાહ્ય યોગ તે અન્ય હરિહર પ્રાપ્ત કરી ન શકયા કદી ?
તો અંતરંગ સુયોગની શીવાત કરવી મુખ વદી ?
જે બૌધ નૈયાયિક આદિ તર્કવાદી તણી પરે,
રસ રૂપ શબ્દ ને ગંધ સ્પર્શજ રૂપ અનુકુળતા ધરે,
એ પંચ ઈંદ્રિયના વિષય પ્રતિકુળ વરતે નહિ કદા,
એવું અચિંત્ય છે મહાત્મ્ય ત્હારૂં નમસ્કાર કરૂં સદા. ૮
પ્રતિપક્ષી ભૂત અનાદિના તે ૧કામની કૃતિ ત્હેં કળી,
સહાયક થવા તસ ભયથી માનું ઋતુ સમકાળે ફળી,
એ ઋતુ સઘળી નાથ ત્હારા ચરણ કમળ ભજે સદા,
નહિ ટાઢ કે નહિ તાપ શરદી સૂખમ કાળ સદા મુદા.૯
જે ભૂમિને તુજ ચરણકમળોથી થવાનો સ્પર્શ છે,
તે ભૂમિને દેવો સમારે મન અતિ ઉત્કર્ષ છે,
જળ સુગંધિ વૃષ્ટિ અને વળી પુષ્પ દિવ્ય સુ ૨પુંજથી,
પુંજે ભૂમિ તે પંચવરણી પુષ્પના શુભ૩ કુંજથી. ૧૦
ત્રૈલોકય પૂજ્ય સદા૪ વિહગ પરદક્ષિણા દેઇ ઉલ્લસે,

૧ કામદેવ ૨ ઢગલો ૩ ઘટા ૪ પક્ષીઓ.

તો આપથી પ્રતિકુળ થાતા મનુષ્યની શી ગતિ થશે ?
એ ખેદ અમને થાય છે પણ સદા સમભાવી તમે,
સમ મિત્ર શત્રુ છે તમારે કૃપાસાગર મન રમે. ૧૧
તે સંજ્ઞી પંચેન્દ્રિય મનુષ્યાદિકનું વિપરીત પણું,
નવ આપની પાંસે ટકે ભાળી પ્રભા રૂપ પ્રભુ તણું,
છે સમીર એકેંદ્રિય પણ પ્રતિકુળતાને પરિહરે,
તો અન્યનું કહેવુંજ શું વા વાય શુભ સુરભી ધરે ? ૧૨
આશ્ચર્ય એ પ્રભુ પંથના [1]પાદપ નમે મહા મહાત્મ્યથી,
મસ્તક કરી નીચાં નમે કૃત કૃત્ય માને આત્મથી,
તો વ્યર્થ મસ્તક ધર્યું ધડપર કેમ મિથ્યા દૃષ્ટિએ ?
ભીજે ન મગશીળ જવાસો સુકાય સારી વૃષ્ટીએ. ૧૩
વીતરાગ સેવામાં જઘન્યથી ક્રોડ દાનવ દેવતા;
હાજર રહે ન કરે પ્રમાદ સુ પુણ્યથી પ્રભુ સેવતા,
અજ્ઞાંધને છો જ્ઞાનચક્ષુ પાંગળાને [2]વ્યષ્ટિ છો;
ભવિને ભવોદધિ પાર તરવા [3]સેતુ અમૃત વૃષ્ટિ છો. ૧૪

---

૧ વૃક્ષો ૨ લાકડી ૩ પુલ.

## ( શેષ પ્રાતિહાર્ય અતિશય વર્ણન રૂપ પાંચમો પ્રકાશ.

નવ શોક એહ અશોક પાદપને ભ્રમર ભાંકારથી,
ગાતો અને પત્રાદિ હલવે નાચતો એક તારથી,
વળી આપના ગુણ રાગથી હોય રક્ત તેમ તનુ[1]માનથી
દ્વાદશ ગણું જસ[2]માન પણ ગયું માન પ્રભુ ગુણગાનથી.૧
તુજ દેશનાની ભૂમિ મધ્યે એક યોજનમાં ધરે,
જસ ડીંટડાં નીચે રહેલાં પુષ્પ દેવો પાથરે,
[3]જાનુ પ્રમાણ તે દિવ્ય પુષ્પો પાથરી [4]સ્વાગત કરે,
[5]વિબુધો ન ચૂકે મળ્યો અવસર ભક્તિ સાચી આદરે ૨
વૈરાગ્ય વ્યંજક મનોરંજક માલકોષ સુ રાગમાં,
વીણાદિ વાદ્યો દેશના ધ્વનિ દિવ્ય વિસ્તારે રમા,
એ દેવ પૂરીત રાગને ગુણ ગ્રામથી વિસ્મય થતાં,
કરી ડોક ઊંચી સુણે મૃગલાં પ્રભુ સન્મુખ તે જતાં.૩
જે [6]ચંદ્રકર સમ ધવળ ચામર મુખ સમિપ ઊડે સદા,
માનુ મુખારવિંદ સેવવા તે હંસ યુગલ રહ્યા મુદા,
ઝીલે પ્રશમરસ ઊભય દૃષ્ટિ વદનકમળ પ્રસન્ન છે,

---

૧ માપ. ૨ ઊંચાઇ. ૩ જંઘા. ૪ સન્માન ૫ દેવો. ૬ ચંદ્ર કિરણો.

[1]વામાંગ નહિ વામાંગના હરિહર સરાગીથી ભિન્ન છે. ૪
આરૂઢ સિંહાસન થઇ ઘો દેશના જે અવસરે,
આવે હરણીયાં સેવવા [2]હરિ માનું ઓધ સુણી ઠરે,
પ્રભુતરણુ તારણુ દુઃખ નિવારણુ સુમતિ દ્યો કુમતિહણી;
વીતરાગ બેલી અંતકાળે આપ છો ત્રિભુવન ધણી. ૫
જેમ શશિ નિજ કાંતિ વડે આપે પ્રમોદ ચકારને,
તેમ આપ ભામંડળ થકી આનંદ ઘો ભવિ મોરને;
જગતાત છો વિખ્યાત વસુધા વર્ણું અષ્ટાદશ વિષે,
હું નમું બે કર જોડી ત્હમને સર્વવ્યાપક દશ દિશે. ૬
[3]નભ વિષે રહીને દુન્દુભિ પ્રતિધ્વનિ પ્રભુ આગળ કરે,
છે જગતના સૌ દેવમાં ઉત્કૃષ્ટ દેવ બિરૂદ ધરે;
ઐશ્વર્યને ઠકુરાઇ ત્હારી દેવ દેવાધિ પણું,
જાહેર કરવા જગતમાં માનું સુભાગ્યજ તે તણું. ૭
પ્રભુ શિર પર ઉપરા ઊપર ત્રણછત્ર રહી સૂચવે યથા,
સમ્યક્ત્વ આદિક ગુણક્રમો સમ પ્રભુ* પ્રકર્ષ જણાવતા;
ત્રિભુવન વિષે નહિ નાથ સમ એમ છત્ર ત્રણ કહે મુદા,
વીતરાગ નિર્મળતાદિ ગુણથી શોભતા છે સર્વદા. ૮

---

૧ જેનો અંક–ખોળો કામિની–સ્ત્રી સંગથી શુન્ય છે. ૨ સિંહ. ૩ આકાશ. * મહિમા.

હે નાથ એ પ્રાતિહાર્ય લક્ષ્મી ચમત્કાર પમાડવી,
કોણ કોણ મિથ્યા દષ્ટિ પણ આશ્ચય નવ પામે અતી?
ઠકુરાઈ ત્હારી જોઇ ભવિજન બોધ પામે સર્વદા,
રહી ચરણ કમળે ભ્રમર સમ ગુણગ્રામ કરતા તે મુદા.૯

## પ્રતિપક્ષ નિરાસ નામા છઠ્ઠો પ્રકાશ.

પ્રભુ નેત્રને અમૃત અંજન તુલ્ય લાવણ્ય આપનું,
કાયા સુનિર્મળ દેખતાં પણ ઉદાસિન રહે જે [૧]મનુ;
તે પાપીઓ અતિ દ્વેષથી દૂષણ અસત્ય વદે મુખે,
તસ થાય નરકાદિક ગતિ વીતરાગને નવ ઓળખે. ૧
નિષ્કારણે વિશ્વોપકારી છતાં શત્રુ આપને,
તે પણ કષાયથી વ્યાપ્ત સુણી પામે [૨]વિબુધ પરિતાપને;
એ વાત કટુ સુણી આપ્ત માટે પ્રાણ ત્યાગ કરે ભવિ,
પંડિત ભણે ક્ષીણ થતાં અંતર બાહ્ય શત્રુ રહે નવી.૨
જો આપનો અરિવર્ગ રાગ રહિત હોય તો અરિ નથી,
વીતરાગ છો, અરિ તે અભાવે સરાગી શત્રુ નથી;
નિર્બળ સરાગી શત્રુ સબળ નિરાગીથી જય નવ લહે,

૧ જે મનુષ્યો. ૨ પંડિતો.

પ્રાયઃ ધરે સરખાથી તે સૌ સૂર્યથી [1]ખજવો દહે. ૩
દેવો અનુત્તરવાસી પણ રાખે સ્પૃહા તુજ યોગની,
ક્યાં યોગમુદ્રા રહિત સાંખ્યાદિકના ભાવ રોગની ?
એ અન્યમાર્ગિ યોગ માર્ગની કેહે કથા તે છે વૃથા,
તે અન્યમતિથી યોગ દૂર વીતરાગ મહા યોગી તથા.૪
હે ! યોગ ક્ષેમંકર સ્તુતિ ભક્તિ થકી સેવા કરૂં ?
તહમને સ્વીકારૂં નાથ ત્રાતા નથી તમ વિણ આશરૂ ?
શું અધિક કરૂં સેવા થકી ને અધિક સ્તુતિથી શું વદું ?
વાચા અને નર જન્મ પામી સફળ કરી થઇએ મૃદુ.૫
હિંસાદિ પાપાચાર વાળા, જોઇ સારા લોકને,
નિજસમ બનાવા મુગ્ધને ઠગવા ચતુર ધિક ટેકને;
એ અન્ય દેવગુરૂ બધા દુનીયાં બધીને છેતરે,
પોકાર કરીએ નાથ ક્યાં પ્રભુજી વિના કોણ ઉદ્ધરે ?૬
તે કર્મ મુક્ત મને મનાતા છતાં રચતા સૃષ્ટિને,
પાલન કરે ક્ષય કરે જગનો ધરે [2]કોપિત દષ્ટિને;
એ વાંઝણીના પુત્ર જેવા દેવ કલ્પિત જાણીએ,
કોણ સચેતન એ વાત માને વિવેકી નવ માનીએ ?૭
જે જઠર [3]કામાગ્નિ પીડીત પણ કૃતારથ મન માનતા,

---

૧ આગિયો. ૨ કોપાયમાન. ૩ કામનો અગ્નિ.

એવા દ્વિજાદિક આપ સમ સર્વોત્તમને ન પ્રમાણુતા;
વીતરાગ વર્જીત દોષથી ક્યાં અન્ય મતિ મદમાં છકયા?
હા ! હા ! છતી ખેદે બિચારા આસ્તિકા કે નાસ્તિકા ?૮
આકાશ પુષ્પ સમાન ચિંતિત સિદ્ધ કરવા જે મથે
એવુંજ કલ્પિત કોઈ પ્રમાણુ બતાવી પરવાદી કથે ?
ઘર શૂરા તેહ સ્વગેહને નિજ દેહમાં માહાતા નથી,
તે મૂઢ સ્વમતે અતિ મુંઝાયા મહા મદમાં રહે મથી.૯
પ્રભુ કામને વળી સ્નેહ રાગ સુખે નિવારી શકાય છે' ?
પણુ દષ્ટિ રાગે છતુ ખોટું ખરૂં તેહ મનાય છે ?
મહા પાપ દષ્ટિ રાગ તે સત્ પુરૂષ પણુ દુઃખે તજે,
કેમ કર્યો ન છૂટે તજે ત્હેને સદા સુખ સંપદ ભજે.૧૦
છે વદન કમળ પ્રસન્ન દષ્ટિ ઉભય પ્રભુની નિર્મળી,
તે રાગ દ્વેષાદિ વિકાર રહિત [1]વિબુધે અટકળી;
વળી સત્ય પ્રિયને હિતકારી વચન તુજ ભવિ આદરે,
અહા ! પ્રેમ પ્રીતી યોગ્ય પ્રભુનો અનાદર મુઢો કરે.૧૧
વાયુ કદી સ્થીર થાય [2]નગ ગળી જાયજળ [3]અગ્નિ લવે?
તે છતાં રાગાદિક વિકારો વ્યાપ્ત આપ્ત ન સંભવે,
વીતરાગતાના અભાવે નવ દેવપણું અન્ય દેવમાં ?

---

૧ પંડિતોએ. ૨ પર્વત. ૩ અગ્નિને ઓરે.

તે તત્વજ્ઞાની થવા યોગ્ય ન કાણુ રાચે સેવમાં? ૧૨

## જગત કર્તૃનિરાસ નામા સાતમો પ્રકાશ.

પુણ્ય પાપ વગર શરીર હોય ન શરીર વણુ વાચા નહીં,
મુખ વિના ન ધરે વચન રચના શકિત વક્તૃ નવ રહી,
તો તે વિનાના અન્ય દેવો બોધ દાતા કેમ કરે ?
તે સ્વાર્થ ઘેલા મુગ્ધજનને છળ કરીને છેતરે. ૧
નથી દેહ જેને દેવ એવા સૃષ્ટિ રચના કેમ કરે ?
વળી કૃતારથનો કરે દાવો સૃષ્ટિ પ્રયોજન નવ ઠરે.
કહે શિવાસ્તિકા તાસ પ્રભુ પર આણુથી વરતે નહીં,
વર્તે સ્વતંત્ર ઇચ્છા વડે તે વાત જુકિત નવ કહી ? ૨
જો ક્રિયા કૌતકથી પ્રવર્તે બાળ પરે રાગી ઠરે,
૧ગૃહ ધુળનાં કરી ભાંગી નાંખે બાળ પરે ચેષ્ટા કરે,
કદી કૃપાથી સૃષ્ટિ સરજતા હોય તો સાં સુખી સૃજે,
દુઃખીયા ન સરજે કાઇને નવ દીસે એવું કાણુ ભજે ? ૩

૧ જેમ બાળકો ધુળનાં ઘર બનાવી ભાંગી નાંખે છે, તેમ ઇશ્વર સૃષ્ટિ સરજતા હોય ને વિનાશ કરતાં હોય તો બાળક જેવાં ઠરે, ન્યાયથી કોઇ રીતે એ વાત સંભવતી નથી.

વળી ઇષ્ટ જનના વિયોગાદિક દુઃખને દારિદ્રતા,
તેમ ૧શ્વાનને ચાંડાળ નરકાદિક દૂર યોની તથા,
વળી જન્મ મરણુ જરાદિ ક્લેષ પિડીત પ્રાણી સર્જતાં,
તે કૃપાળુની કૃપા ક્યાં ગઈ નવ રહી પામ્યા ખતાં ?૪
કર્માનુસારે પ્રાણીઓને સુખ દુઃખ પ્રભુ આપતા,
જો એમ માનો તો તે ઇશ્વર નહીં સ્વતંત્ર સમાનતા,
જો કર્મ જનિત વિચિત્રતા બનતી બધી માનો મુદા,
તો નપુંસક સમ દેવ કલ્પિતનું પ્રયોજન નહિ કદા ?૫
ઇશ્વર રચિત આ જગત્ સૃષ્ટિ સ્વ ઇચ્છા અનુસાર છે,
કરવો નહિ કાંઇ તર્ક ત્હેમાં એમ કહેતાં હાર છે,
તો પરીક્ષકને પરીક્ષા કરવા ન દેવી એમ ઠરે,
મિથ્યામતિ કૃતિ છે નિરર્થક ૨પઠિત મૂર્ખ ઠરે ખરે.૬
સૌ પદારથનું જાણુપણું એ જગત્ કર્તાપણું ગણી,
જો માનતા હોતો અમારે માન્ય છે તે સુખ ભણી;
કહે જૈન શાસન દેહધારી છતાં કર્મ રહિત થતાં,
સર્વજ્ઞ સર્વ પદાર્થ જાણે વિચરતાં ભૂમિ પર છતાં.૭
હે નાથ ! કહ્યું પૂર્વોક્ત તેમ ભવિ ભાવથી જે સદ્દહે;

૧ કુતરાની. ૨ ભણેલો પણ મૂર્ખ એટલે ભણ્યો પણ ગણ્યો નહિ

તે જગત સૃષ્ટિવાદ બાબત કદાગ્રહ તજી ગુણગ્રહે.
પ્રભુ છો પ્રસન્ન તમે ભવિક પર તે સદા જિનશાસને,
સંતોષ આનંદે રમી લે પરમપદ [1]કૈલાશને.  ૮

---

## આઠમા પ્રકાશ.

હે નાથ ! વસ્તુ તત્ત્વ ત્હેં સ્યાદ્વાદ મય દેખ્યું યથા,
તેવુંજ કેવળજ્ઞાનથી ત્હેં સત્ય પ્રરૂપ્યું છે તથા;
પણ સાંખ્ય નિત્ય અનિત્ય,બૌદ્ધ એકાંન્ત માનેછેવૃથા,
કૃત નાશ ને વળી અકૃત આગમ દોષબેઆવેયથા.૧
એકાન્ત આત્મા નિત્ય તેમ અનિત્ય એકાન્તે રટે,
હે નાથ ! એવું માનતાં સુખ દુઃખ ભોકતા નવ ઘટે,
તેથીજ આત્મા નિત્ય કે ન અનિત્ય એકાન્તે કદી.
શ્યાદ્ નિત્ય શ્યાદ્ અનિત્ય હે ! વીતરાગ ભાખ્યો ત્હેં યદી.૨
એકાન્ત આત્મા નિત્યને એકાન્ત અનિત્ય જે દર્શને,
ત્યાં નવ ઘટે પુણ્ય પાપ ને બંધ મોક્ષ ધિક [2]આમર્ષને,
એકાન્તવાદી અન્યમતિ નવ તર્યા તે કેમ તારશે ?
આશ્રિતને બૂડી બુડાડે [3]ભગ્ન નૌકા મારશે,  ૩
જીવ જીવાદિક પદાર્થોની નિત્ય અનિત્યતા વણુ કદી,

---

[1] મોક્ષને. [2] અહંકાર. [3] કાંણી નાવ.

કાંઇ અર્થ કે કિરિયા ન થાયે તેજ વાત કહે વદી;
એકાન્ત નિત્યાનિત્ય વસ્તુને ક્રમાક્રમથી પ્રભો;
ઘટતાં નથી તે અર્થ કિરિયા વૃથાવાદ કરે વિભો. ૪
સૌ વસ્તુ નિત્યાનિત્ય કથંચિત્ માનતાં પૂર્વે કહ્યા,
નવ રહે દોષ વિરોધ નાવે કહ્યા પ્રભુ ભવિ સદ્દહ્યા;
તે વાત શુભ દૃષ્ટાંતથી મૂળ શાસ્ત્ર કર્તા સિદ્ધ કરે,
સંશય રહે નહિ ભવ્ય જનને રવી ન ધુકનું દુઃખ હરે ? ૫
કફ કરે ગોળજ એકલો તેમ કરે પીત્ત સુંઠ એકલી,
પણ ગોળને સુંઠ મિશ્ર થાતાં થાય ગુણ, અવગુણ ટળી;
પીત્તાદિ દોષ ન થાય ભેષજમાં કરે ગુણ પુષ્ટિનો;
એમ વસ્તુ નિત્યાનિત્ય કથંચિત્ માનતાં ગુણતુષ્ટીનો ૬
એ નિત્ય અનિત્ય પદાર્થ લક્ષણ વસ્તુ એકજમાં ઘટે,
એમાં વિરોધ ન કાંઇ અયુક્ત ન સત્ પ્રમાણથી ભવિ રટે;
વળી મિશ્ર વર્ણિ વસ્તુઓમાં વિવિધ વર્ણ યોગને,
જે પ્રગટ જોઈ શકાય મોરપિંછાં પ્રમુખ સંયોગ તે ?૭
ઘટ પટાદિકના ભિન્નભિન્ન આકાર મિશ્ર વિજ્ઞાનનું,
એકજ સ્વરૂપને ઇચ્છતો તે પ્રાજ્ઞ બૌદ્ધ અજ્ઞાનનું;
સ્યાદ્વાદને ન શકે ઉત્થાપી માનતા પોતે છતાં ?
પણ આપને નવ સેવતાં તે પ્રાજ્ઞ ( અજ્ઞ)મૂર્ખ કરે યથા.૮

વળી અનેકા આકારમય એક ચિત્ર રૂપને માનતો,
કરી સિદ્ધ એક પ્રમાણુ વદતાં નૈયાયિક નવ જાણતો;
એ નૈયાયિકને વૈશેશિક પણ અનેકાન્ત ન કળી શકે?
નવ ઉત્થાપી તે શકે યુક્ત ન રવિથી ખજવો નવ ટકે? ૯
વળી સત્વ ગુણને રજો તેમ ગુણ તમો પ્રમુખ વિરૂદ્ધતા,
એ ગુણ વડે છે મિશ્ર પ્રકૃતિ ઇચ્છતો છે વિદ્વતા;
એવા મને કરી સાંખ્ય પણ શ્યાદ્વાદને ન ઉત્થાપતા,
તો અન્યનું કહેવુંજ શું પ્રગટ પ્રચ્છન્ન સૌ માનતા? ૧૦
વીતરાગ જીવ પરલોકને મોક્ષાદિમાં મતિ મુઢ જે,
ચાર્વાકની વિમતિ સમંતિની જરૂર નથી દગ્ધ જે;
આ બાળથી ગોપાળ તક જીવાદિ પ્રસિદ્ધ પદાર્થ છે,
જાણે ન માને દુરાત્માથી વાદ કરવો વ્યર્થ છે. ૧૧
તેથી પ્રભુ તત્વજ્ઞ પુરૂષો વસ્તુ તત્વ પ્રકાશતા,
ઉત્પાદ વ્યયને ધ્રોવ્ય યુત ગોરસાદિક પરે સ્થાપતા,
દૂધપણે વિણશી દહીંપણે પ્રણમે છતાં ગોરસપણે;
કાયમ રહે તેમ સકળ ચિજ ઉત્પાદઆદિ યુત બને. ૧૨

---

## એક છત્રતા સૂચક નવમો પ્રકાશ.

હું દેવના પણ દેવ ત્યાં થોડા સમયના વ્યય વડે'

ભક્તો તમારા મેળવે ફળ ભવ્ય સમુદ્ર ન આથડે:
કળિકાળ પણ તે ઈષ્ટ અમને કૃત યુગાદિકથી મર્યું,
વીતરાગ તુજ શાસન મળ્યું જે રત્નત્રયી રૂપગુણ ભર્યું.૧
ને સુષમ કાળથી દુષમ કળિકાળે કૃપા પ્રભુ અતિ ફળે,
હે નાથ ! મહિમા અકળ તારો ભક્તને ભાવે મળે;
જેમ મેરૂ કરતાં [૧]મરૂ ભૂમિમાં કલ્પવૃક્ષની શ્રેષ્ટતા,
વાધે પ્રશંશા પાત્ર થાય [૨]અભર ભરંતા અધિકતા.૨
પ્રભુ પરમ શ્રદ્ધાવાન શ્રોતા બુદ્ધિનિધિ વક્તા મળે,
વીતરાગ તુજ શાસન તણું સામ્રાજ્ય કળિકાળે ફળે;
પરમાર્હત કુમર ભૂપાળ શ્રોતા હેમસૂરિ વક્તા યથા,
સોનું અને સુગન્ધ સમ કળિકાળ પણ શોભે તથા. ૩
હે નાથ ! કૃતયુગ આદિમાં પણ દુર્જનો વસતા યથા,
તો વિષમ આ કળિકાળ ઉપર દ્વેષ શો કરવો વૃથા ?
જો દુર્જનો નવ હોય તો સજ્જન પરીક્ષા નવ ઘટે,
જ્યાં નગર ત્યાં નાગર વસે ને વસે અંત્યજ કેમ હઠે ?૪
કલ્યાણ પ્રાપ્તિ સુવર્ણસિદ્ધિ કસોટી પરખે ખરી:
કળિકાળ રૂપ કષોટીપર કિમ્મત થતી ખોટી ખરી;
જેમ અગ્નિ વિણુ અગરૂ સુગન્ધ યથાર્થ પરખાતો નથી,

---

૧ મારવાડમાં ૨ રંક.

તેમ સત્ય ધર્માધર્મ આપ્ત વિના ન પરખે બહુ હઠી. ૫
જેમ દીપ રાતે ૧દ્વિપ સિંધુ વૃક્ષ મરુના ભાળમાં,
શીતકાળમાં અગ્નિ યથા પ્રભુ ચરણરજ કળિકાળમાં;
હે નાથ! પરમનિધાન સમ પ્રભુ પ્રગટ મુખ પાસે છતાં,
જગજન ઉલંઘી જાય એ અન્યાય ક્યાં કહીએ કથા? ૬
હે નાથ! તુજ દર્શન વિના કૃતયુગાદિ માં ભવ ભમ્યો,
જેમાં પ્રભુ દર્શન મળ્યું કળિકાળ તે મુજને ગમ્યો,
નવ ૨લખ્યો નરક નિગોદને તિર્યંચના ભવમાં ત્હને,
નરભવ મળ્યો શાસન મળ્યું પ્રભુ તાર ભવસાગર મને. ૭
જેમ વિષહારી મણિ પ્રભાવે વિષ યુત૩ અહી શોભતો,
તેમ દોષ રહિત પ્રભુ થકી કળિકાળ દૂષિત શોભતો;
છે અખૂટ તુજ ભંડાર કેવળજ્ઞાનમય લક્ષ્મી ભર્યો,
જરી દાસને દેતાં કૃપણતા કાં કરો ભવ નિસ્તરો? ૮

---

## દસમો પ્રકાશ,

હે નાથ! તુજ અનુગ્રહ થકી મમ મન પ્રસન્ન રહે સદા
તે મન પ્રસન્ન થતાંજ મ્હારૂં થાઓ પ્રસન્ન તમે મુદા,

૧ બેટ. ૨ જાણ્યો. ૩ સર્પ.

અન્યોન્ય આશ્રય ફેડીને મુજપર પ્રભુ અનુગ્રહ થતાં,
મુજ મનપ્રસન્ન થતાં પ્રથમ તુજકૃપા એ મુજ પ્રસન્નતા.૧
વીતરાગ ત્હારી શરીર શોભા યથા જોવા જાણવા,
નથી યથા શક્ર સમર્થ તો પછી અન્ય ક્યાંથી આણવા?
વળી સહસ્ર જીભવાળો અનંતા ગુણતુજ નવ ગાઈ શકે ?
પ્રભુગુણ બૃહસ્પતિ નવ ગણે તો અન્ય શી રીતે ટકે ? ૨
અનુત્તર નિવાશી દેવના સંશય હરો પ્રભુ સર્વથા,
આથી અધિક પરમાર્થથી ગુણ સ્તવન કરીએ શું યથા?
યોજન અસંખ્યા દૂર વસતા દેવના અહીં રહી તમે,
શંશય હરો એ વાત અદ્‌ભુત [2]પાદકજ નમીએ અમે.૩
આનંદ સુખ અનતમાં સંલીન્નતા સંયુક્ત છો,
વળી સર્વ સંગથી વિરતી એ અદ્‌ભુત ગુણથી યુક્ત છો;
એ વિરૂદ્ધ દેખાતા ગુણો સમકાળ દીસે આપમાં,
એ વાત લોકોત્તર ચરિત્ર અજાણ ન લહે છાપમાં. ૪
પ્રભુ રાગદ્વેશ રહિત સૌ જીવ ઉપર શુભ માધ્યસ્થતા,
વળી મોક્ષમાર્ગ બતાવવાને ધરી અતિ ઉપકારિતા;
એ પ્રગટ પરમ જણાય પ્રભુમાં અન્ય સ્થાને નવ મળે,
આ વાત દુર્ઘટ નવ ઘટે વિદ્વાનથી શંશય ટળે. ૫

---

૧ દુર કરીને. ૨ ચરણકમળ.

હે પ્રભુ ! પ્રગટ વિરૂદ્ધ દેખીતા ઉભય ગુણ આપમાં,
નિર્ગ્રંથતા ને ધર્મચક્રિપણું પૂર્ણ પ્રતાપમાં,
તે આપ વિણ હરિ હરાદિક કોઇ અન્ય તીર્થી નવ લહે?
જ્યાં દિવસ ત્યાં રવી ઉદય રાત્રી અંધકારપણું ગ્રહે ૬
નિત્ય દુ:ખી નારક જીવ પણ તુજ પંચકલ્યાણક સમે,
ઉદ્યોત ને ઉપશાન્ત વેદન મૂહુર્ત તે સુખમાં રમે;
તેવા પવિત્ર ચરિત્રને અહા ! બૃહસ્પતિ નવ કહી શકે ?
તો અન્યનો શો આશરો મહિમા અવર્ણ્ય ન કોઇ લખે?૭
વીતરાગ સમતા રૂપ અદ્‌ભૂત કૃપા અદ્‌ભૂત છે અતી,
સૌષ્ઠવ કરૂં શાસનરસા કરૂણાનિધિ તુજ મહામતી,
એ સર્વ અદ્‌ભૂતના નિધિ પ્રભુ પરમ પરમાત્મા પ્રત્યે;
હો નમસ્કાર સદા અમારો સૂર્ય ઉગમતે જ્તે. ૮

## અગિયારમો પ્રકાશ.

હેનાથ ! પરિષહ ફોજ જીતી છતાં અતિ કોમળપણું,
ઉપસર્ગ ટાળી દયા પાળી કામ એ શૂરવીર તણું;
પરિષહ અને ઉપસર્ગ વારી પ્રાપ્ત શમ અમૃત કર્યું.
અદ્‌ભૂત ચતુરાઇ મહાજનોની લેશ આપો સઘર્યું. ૧
વીતરાગ રાગ રહિત છતાં મુક્તિવધૂ ત્હેં ભોગવી,

વળી દ્વેષ રહિત છતાંજ અરી અંતર નિવાર્યા જગરવી:
અહો! મહાપુરૂષનો અકળ મહિમા સુરગુરૂ પણુ નવકળે:
તો અન્યનો શો આશરો દુર્લભ્ય તુજ સમ ને મળે ? ૨
ગઈ સર્વથાપર પરાભવની લેશ ઇચ્છા નવ રહી,
વળી પાપથી બ્હીતા છતાં ત્રણુ જગતને જીત્યા સહી,
મોહોટા પુરૂષની ચતુરાઇ એ ઘટે પ્રભુતા આપમાં:
સૌ રાગદ્વેષથી યુક્ત દેવો હડે આપ પ્રતાપમાં. ૩
હે દેવ! ત્હેં નવ દીધું કોઇને કોઇનું લીધું નહી ?
તે છતાં પ્રભુતા પ્રાપ્ત થઈ એ કળા પંડિતની સહી,
મહાગોપ છો સંસાર ગોકુળ થકી ભવિ ગૌ પાળવા:
શ્રીજૈનશાસનવાડમાં ધરી કરો યત્ન સંભાળવા. ૪
નિજ દેહના દાને કરી ઔશ્રાદિકે નવ મેળવ્યું:
તે સુકૃત ઉપાર્જન કર્યું ત્હે માધ્યસ્થાયે કેળવ્યું;
ઉપકારિતાદિક લક્ષણે સુકૃત ફળ્યું રહેજે મળ્યું:
તુજ અખૂટ નિધિ ખૂટે ન દેતાં દયો જરી તો મળ્યું ભલું ૫
રાગાદિ શત્રુઓથી નિર્દય કૃપા સૌ જીવ ઉપરે,
એ ભીમકાન્ત ગુણો વડે પ્રભુ ધર્મચક્રિપણું ધરે:
સામ્રાજ્ય ત્હેં ત્રૈલોક્યનું પ્રભુ મેળવ્યું અતિ શાશ્વતું;

ચતુરાઈ શી તુજ વર્ણવું નિત્ય સુખ અનંતુ નવજતું ? ૬
લૌકિક બીજા દેવમાં સૌ પ્રકારે દોષો રહ્યા;
ત્યારે પ્રભુ આપે સદા શુભ પ્રકારે સૌ ગુણુ ગ્રહ્યા,
એ સ્તુતિ હોય અસત્ય તો૧ સભ્યો પ્રમાણુ બતાવશો;
જો સત્ય હોય તો સંત શ્રી વીતરાગને ઉર સ્થાપશો. ૭
આશ્ચર્ય અહો ! ઇતી સ્તવન આ વીતરાગનું કરતાં પ્રભો
મોહોટા અને ઈંદ્રાદિકે પુજ્ય સ્તુતિમાં આવ્યા વિભો ?
મુજ મનરૂપી મંદિરમાં વીતરાગ સ્થાપ્યા આપને,
કદી અવર આણુ ન શિરધરૂં દૂર કર્યા સંચિત પાપને. ૮

---

## બારમો પ્રકાશ.

પ્રભુ પૂર્વભવ વૈરાગ્ય પ્રાપ્તિ કરી ફળ અભ્યાસનાં,
તેથીજ તીર્થપતિ ભવે આધ્યંત તે રહી વાસના;
પ્રભુ છતાં તું વીતરાગ પણુ ભવદુઃખી જોઇને દુઃખ ધરે:
તસ દુઃખ નિવારણુ કાજ તું પ્રતિબોધ વૈરાગ્યે કરે. ૧
પ્રભુ આપને સુખ હેતુમાં વૈરાગ્ય નિર્મળ વર્તતો,
તેવો ન ઇષ્ટ વિયોગ દુઃખહેતુ વિષે નવ દીસતો;

૧ મધ્યસ્થ માણસો

એ છે બરાબર દુઃખ ગર્ભિત હેતુ ન ટકે સર્વથા,
સુખહેતુ ભૂત વૈરાગ્ય સુ ટકે અનિત્ય સૌ સમજી યથા. ૨
વિવેક રૂપ ૧શરાણુ પર વૈરાગ્યરૂપ સજીશસ્ત્ર ત્હેં;
તિક્ષણુ કર્યું તેવું ટકી રહ્યું મોક્ષ મહાનંદ અસ્ત્ર તે;
પ્રભુ પરમ બુદ્ધિનિધાન ૨કીટ સમાન હું શું વર્ણવું ?
ગુણવાનના ગુણુ કિર્તને ગુણુ ત્રાનગી જરી અનુભવું. ૩
હે નાથ ! જ્યારે ઈંદ્ર આદિની સાહ્યબી શુભ ભોગવો,
તે સમય પણુ સમભાવ રૂપ વૈરાગ્ય સાચો અનુભવો,
જે ઉદય આવ્યું કર્મ તે વણુભોગવે છુટકો **નથી**,
જાણી રહો સમભાવ તેથી ભોગ પણુ નિર્જર કથી.૪
પ્રભુ છો વિરક્ત સદા વિષયથી તદપિ દીક્ષા અવસરે,
વૈરાગ્ય ઉગ્રજ થાય છે પ્રભુ ભુકત ભોગીપણું ધરે;
તે સમય જાણો હવે આ અતિ વિષમ વિષય થકી સર્યું
એવી પરમ શુભ ભાવનાથી મન વૈરાગ્યે રહે ભર્યું. ૫
સુખમાં અને દુઃખમાં વળી ભવ મોક્ષમાં સમભાવ છે,
તેથી તમારો સકળ સ્થળ વૈરાગ્ય એજ સ્વભાવ છે,
પ્રભુ કોઇ પ્રસગે કે સ્થળેજ વિરક્તતા વણુ નવ મળે?
સર્વત્ર છો વૈરાગ્યવાન્ તે સમ ધાતુમાં ભળે. ૬

---

૧ હાંખડને ધાર ચઢાવવાનો પત્થર ૨ કીડો.

દુઃખ મોહ ગર્ભિત અન્યમતિ વૈરાગ્યને આધિન છે,
ત્યારે પ્રભુ શુભ જ્ઞાન ગર્ભિત અતિ વૈરાગ્યે લીન્ન છે;
જે વૃક્ષમૂળમાં દાહ હોય તે બાહ્ય દગ્ધ દેખાય છે,
સાક્ષાત્ પ્રભુ પલ્લિવત તરૂસમ બાહ્ય અંતર ન્યાયછે. ૭
વીતરાગ સમભાવી છતાં પણ જગત્ ઉપકારી થયા,
પાલન કરો છો તેહનું સાવધાન વૈરાગ્યે રહ્યા;
સાક્ષાત્ છો પરબ્રહ્મ સ્વરૂપી નમસ્કાર કરૂં સદા,
પ્રભુ ચરણ કમળે ભ્રમર થઇ ભાંકાર શબ્દ કરૂં મુદા. ૮

---

## હેતુ નિરાસનામા તેરમો પ્રકાશ.

પ્રભુ મુક્તિપુરીમાં ગયા પણ માગ્યા વગર જગજીવને,
દ્યો સહાય ત્રાતા સ્વાર્થવિણ હિતકારી છો જીવ શીવને;
વળી પ્રાર્થના કીધા વગર ઉપકાર પર ઉપર કરો,
જગબંધુ નિષ્કારણ પ્રભુનો ખરો સૌને આશરો. ૧
પ્રભુ છો મમત્વ રહિત તથાપિ સ્નિગ્ધ મનવાળા તમે,
કમાર્જન કર્યા વણ ધવળ વાણીવાન શું સ્તવીએ અમે;
પ્રભુ વગર નાહ્યે નિર્મળા આચાર નિર્મળ છે યથા,
તેથીજ હું મહારાજ તારૂં શરણ સ્વીકારૂં તથા. ૨

---

૧ લૌકિકશીવને ૨ ઉદારમનવાળા ૩ મુખમંજન.

નિષ્કષાય વીરવૃત્તિ ધરી મન ઇંદ્રિયોને વશ કરી,
વળી શાન્તવૃત્તિ આદરી પ્રભુ કર્મકંટક પરહરી,
તે વક્રકાંટા ખૂબ કુટી ચૂર્ણ કીધા પ્રભુ તમે,
એ કર્મકંટક ખૂચે કયાં પોકાર કરીએ પ્રભુ અમે?૩
નહીં રૂદ્ર પણ મહાદેવ છો ને વિષ્ણુ રોગ રહિતછો,
વળી રજોગુણથી રહિત બ્રહ્મા રાગદ્વેશ વિમુક્ત છો;
અથવા પ્રભુ કોઈ જ્ઞાનસ્વરૂપી ૧અનિર્વાચ્ય સમર્થ છો,
એવા પ્રભુ પરમાત્મને હો નમસ્કાર સઅર્થ છો. ૪
પ્રભુ વગર જળ સિંચ્યા ફળોથી ફલીત ગૌરવવાન છો,
ફળ અચિંતીત દેવા સમર્થ સુકલ્પવૃક્ષ સમાન છો,
તેથી પ્રભુ આ લોકને પરલોકમાં ફળ આપવા,
છો આપ સર્વ સમર્થ સ્વામી ભવ્ય ભવદુઃખ કાપવા ૫
પ્રભુ છતાં તું નિર્મોહ પણ સ્વામી બન્યા જગજન તણા?
મમતા રહિત છતાં દયાળુ દેવ છો નથી કાંઇ મણા,
વળી છતાં માધ્યસ્થાદિ ગુણ પણ જગતપાલકછો પ્રભો
એવા તમે છો હું તમારો ૨અનઘ કિંકર હે વિભો.૬
પ્રભુ પ્રકટ રત્નનિધાન છો પણ વાડ કર્મરૂપી નથી,
વળી કલ્પવૃક્ષ અચિંત્ય ચિંતામણિ સમાનજ નિગ્રંથી,

---

૧ વાણીથી અગોચર. ૨ પાપ રહિત.

એવા તમોને મ્હેંજ મ્હારો આતમા અર્પણ કર્યો,
તુજ ચરણ રજ મસ્તક ધરી નરભવ કર્યો સફળો ખરો.૭
વીતરાગ જ્ઞાનાદિકના ફળ રૂપ સિદ્ધપણા તણું,
જે યથાવસ્થિત સ્મરણ હું પામ્યો ન શું કહીએ ઘણું ?
પ્રભુ સિદ્ધ થવાથી તમે ફળ રૂપ દેહ સાથે ત્યાં વસ્યા;
કર્તવ્યમાં વ્યામુઢ મમપર કૃપા કરી દ્યો સિદ્ધ દશા. ૮

---

## યોગશુદ્ધિનામા ચૌદમો પ્રકાશ.

પ્રભુ મન,વચન કાયા તણો વ્યાપાર દુઃખકારી તજ્યો,
વળી સ્વભાવે મનરૂપ શલ્યને નકામું ગણી નવ ભજ્યો;
હે નાથ ! અતિ દુરવાર રાગાદિક શત્રુ ત્હેં હણ્યા,
અરિહંત પદ કર્યું પ્રાપ્ત મહા યોગિંદ્ર નમીએ ગુણ
ઘણા. ૧
હેનાથ ! આપે ઇંદ્રિયોને પરાણે વશ નવ કરી,
તેમજ તમે લોલુપતાથી પ્રવર્ત્તાવી નહીં જરી.
એમ સીધી રીતે બુદ્ધિથી જય કર્યો ઇંદ્રિયનો ભલો
તેથી થયા યોગિશ્વરા ભવપંથમાં [૧]સાર્થપ મળ્યો. ૨
યમ નિયમ આદિ અંગ યોગ પ્રપંચ વિસ્તારે કહ્યો,

---

૧ સાર્થવાહ—સાથી.

જો એમ નહીંતો બાળપણુથી જીવિત તક ક્યાંથી રહ્યો !
એ યોગ ત્હમને સહજ ભાવે પ્રાપ્ત શી રીતે થયો ?
જે આસનાદિક બાહ્ય પણુ વૈરાગ્ય અંતરમાં રહ્યો. ૪
પરિચિત કાળ અનંતના વિષયો વિષે વૈરાગ્ય છે,
જન્માવધિ અદૃષ્ટ યોગે એકતાજ અથાગ છે,
ઉપરોક્ત એહ ચરિત્ર ત્હારૂં અલૌકિક છે અતિ ઘણું.
એ અન્યને નવ થાય પ્રાપ્ત એ કામ આપ્ત પુરૂષ તણું,
હે નાથ ! નિજઅપકારી કમઠ ને ગોશાલાદિક ઉપર,
અનુગ્રહ કર્યો ત્હેં અન્યમતિ ઉપકારિતો નવ આચરે,
તેથી અલૌકિક આપનું અદ્‌ભુત ચારત્ર અથાગ છે,
પિતુ માત ત્રાતા જગત્ વત્સળકૃપાળુ મહા ભાગ્યછે.૫
હે પ્રભુ ! હિંસક ચંડકૌશિકાદિને ત્હેં ઉદ્ધર્યા,
સ્વાશ્રિત સુનક્ષત્રને સર્વાનુભૂતિ કીધા પરા,
રક્ષા કરી ન કરી ઉપેક્ષા અચબાભૂત કેમ કર્યું ?
એમ પુછતાં તાકાત કોની યુક્ત કામ કર્યું ખરૂં. ૬
વીતરાગ આપે સ્થીર કર્યો આત્મા સમાધિ ધ્યાનમાં,
હું સુખી છું કે દુઃખી તેનું ભાન નહિ એકતાનમાં;
એવી દશા આત્મા તણી કરી થયા પરમાત્મા તમે;
એ યોગની અદ્‌ભુત ક્રિયા પ્રભુ વંદના કરીએ અમે.૭

શુભ ધ્યેય ધ્યાતા ધ્યાન ત્રણે આપમાં કરી એકતા,
પામ્યા છતાં એ યોગ મહાત્મ્યને અન્ય નવ માને યથા;
જેનું હૃદય પરબ્રહ્મના અતિ સૂક્ષ્મ માર્ગે નવ રમ્યું;
ત્હેને રૂચે કેમ નાથ ત્હારૂં યોગ મહાત્મ્ય ન ઉપશમ્યું? ૮

---

## પંદરમો પ્રકાશ.

હે નાથ ! જગ જયકારી ત્હારા અન્ય ગુણ આઘા રહ્યા,
ઉદાત્તને અતિ શાન્ત મુદ્રાવડે ત્રિભુવન વશ થયા;
અમિરસ ભરી મૂર્તિ તમારી ઉપમા શી આપીએ ?
જે શાન્ત સુધા ઝીલતી અમ હૃદય કમળે સ્થાપીએ.૧
જે મૂર્ખ મનુષ્યે ઇંદ્રથી પણ અધિક પરમાત્મા તણા
મોહે અનાદર કીધ તેણે મેરૂને [1]તૃણ સમ ગણ્યો,
વળી મુઢમતિ મહા સિંધુને ખાબોચિયા સમ લેખવે ?
તે હાથ ઘસતા રહે અંતે સત્ય પંથ ન અનુભવે ૨
જે મૂર્ખ લોકે સ્વામી શાસન સ્વીકાર્યું નથી પ્રેમથી !
તે ભાગ્ય હીનના હાથથી ચિંતામણિ ગયું નેમથી !
વળી મળ્યું અમૃત ઢોળી નાંખ્યું પ્રમાદે તે માનવે,

---

૧ તરણાં.

હા! હા! ગતિ શી થશે ત્હેની બિચારા જેમ તેમ[1] લવે ?–૩
નિષ્કારણે છો વિશ્વ વત્સળ છતાં પણ તુજ ઉપરે !
ઇર્ષા થકી જે રક્ત દ્રષ્ટિ અગ્નિ બળતા સમ કરે ?
સાક્ષાત અગ્નિ પ્રગટ થઈ તે બળો ભષ્મ થઇ નરા !
એમ બોલવાથી સર્યું કહે સ્તુતિકાર [2]પાપભીરૂ ખરા ૪
તુજ શ્રેષ્ટ શાસનની બરોબર અન્યમતિ નિજ લેખવે !
અજ્ઞાન તે હતભાગી અમૃત ઝેર જેવું અનુભવે,
એવા અનાડી સ્વદર્શન જે છતો કકડો કાચનો,
ચિંતામણિ સમ કહી વગોવે છે સમય ક્યાં સાચનો ! ૫
હે પ્રભુ જે મુઢ જનો ઇર્ષા આપની ભાવે કરે !
તે વાણીને વળી કાન રહિતપણું ધરો એ કહ્યું ખરે,
હોય વાણી કર્ણ રહિતતો પરનિંદા પાપ ન આચરે,
તેથી તથાવિધ દુર્ગતિ નવ લહે મૌનપણું ધરે ૬
હે નાથ ! જેણે આપની આજ્ઞા રૂપી અમૃતરસે,
સિંચ્યો સદા નિજ આતમા તે પુણ્યવંત જનો વિષે
તેનેજ હું બે હાથ જોડી નમસ્કાર સદા કરૂં,
સેવા કરૂં એ મહાજનોની પાપ તાપ બધા હરૂં ૭

---

૧ બકે ૨ પાપથી બિહતા.

હે પ્રભુ જે ભૂમિમાં તમારા ચરણના ૧નખરશ્મિઓ !
ચિરકાળ આચરણા કરે ચૂડામણિની ઊર્મિઓ,
તે ભૂમિને હો નમસ્કાર સદા અમારો હે પ્રભુ !
એથી વધારે ભક્તિ વચન અગોચરે શું કહું વિભુ ! ૮
હે નાથ ! ત્હારા ગુણ સમુહમા થયો લમ્પટ ફરી ફરી,
તેથી થયો મુજ જન્મ સફળો ધન્ય કૃતપુણ્ય છું વળી,
હે તાત ! મળી એકાન્ત વાત સુજાત સુણીએ દાસની,
તો હૃદય થશે રળિયાત ભ્રાન્તિ ટળે ભવના ત્રાસની ૯

## સોળમો પ્રકાશ—આત્મગર્હા રૂપ

હે નાથ ! એક તરફ સદાગમ રૂપ અમૃત પાનથી !
ઉત્પન્ન થયેલી પ્રશમ રસની ઊર્મિઓના દાનથી,
એ પરમ આનંદ સંપદા મુજને પમાડે છે અતી,
તે વર્ણવ્યો નવ જાય શું વીતરાગ કહું મુખથી કથી ! ૧
ત્યારે પ્રભુ બીજી તરફ આ અનાદિ ભવભ્રમણની,
જે વાસનાથી થયા સંચિત રાગરૂપ વિષ રમણની,
બેભાન મૂર્છીત જ્ઞાન શુન્ય મ્હને કરી નાંખે અતી,

૧ નખ રૂપી કિરણો

તેથી ૧હતાશ પિપાશ હું શું કરૂં હે ! મ્હોટા યતી ! ૨
વીતરાગ રાગ ૨ભુજંગના વિષ વ્યાસ થઇ મ્હેં જે કર્યાં ?
તે કર્મ મર્મ કઠોર હું નવ કહી શકું જગદિશ્વરા !
જે કદી ન કરવા યોગ્ય મારી ગુપ્ત કૃતિઓશી કહું ?
ધિઃકાર મુજને પડો સ્વામી સર્વ જાણો નવ લહું ૩
હે નાથ ! હું સંસાર સુખ આશક્ત વિરક્ત કદા કદા,
કદી ક્રોધ યુક્ત કદાચ ઉપશમવાન્ હું સ્વામી યદા.
અહા ! રાગ દ્વેષને મોહ આ દિકે મ્હને આવાગમનમાં.
કૌતક થકી ૩મર્કટ તણી જેમ નચાવ્યો ભવ ભવનમાં ૪
હે નાથ ! ત્હારો ધર્મ પામ્યો છતાં મન વચ કાયના !
વ્યાપારથી કીધ દૂરાચારો અશુભ કૃત્ય કષાયના,
તે પાપરૂપ અગ્નિ મૂકયો મ્હેં મસ્તકે હું શું કહું ?
મન વચન કાયાના અસદ્ ઉપયોગથી મ્હેં દુઃખ લહયું. ૫
ત્રૈલોક્ય રક્ષક છતાં ત્રાતા, મોહ આદિક ચોરટા !
મમ જ્ઞાન દર્શન ચરણ રૂપ રત્નો હરી લે સામટાં.
તેથી હતાશ થઇ હણાયો નાથ શરણે આવીયો
હે દીનાનાથ દયાળ તારો ભકત છું હું ભાવીયો. ૬
વીતરાગ બહુ તીર્થો ભમ્યો હું આપ તારક જાણીયા.

---

૧ હણાએલી આશા. ૨ સર્પ. ૩ માંકડાં.

બીજા અનેરા દેવ રાગાદિક દોષ પિછાણીયા,
તેથીજ ત્હારા ચરણ વળગ્યો નાથ અળગો નવકરો,
તારો ઉતારો પાર એકજ નાથ ત્હારો આશરો. ૭
હે પ્રભુ આપકૃપાથકી જરી યોગ્યતા પામ્યો ખરી,
તો ઉદાશન બની નાથ મ્હારી ઉપેક્ષા ત્હે કેમ કરી?
મહારાજ જગ શીરતાજ મ્હારી લાજ રાખો સર્વથા,
મ્હોટા ન મ્હેર કરે યથાતો ભકત વત્સળ શી કથા! ૮
હે તાત! આપજ એક જ્ઞાતા કાર્ય કુશળ હૃદય રમો,
નથી કૃપાળુ તમ વગર બીજો કૃપા પાત્ર ન મુજ સમો,
તેથી પ્રભુ કરવું ઘટે તે કરો ઢીલ વગર મુદા,
સન્મુખ ભાળી પ્રસન્ન વદને અભય આપો સર્વદા. ૯

---

## શરણ પ્રતિપત્તિ રૂપ સતરમો પ્રકાશ.

હે પ્રભુ! મ્હારા પાપની નિંધ્યા સુકૃત અનુમોદના.
કરતો થકો હું અન્ય શરણ રહિત શરણ કરૂં મુદા.
પ્રભુ શરણ આવ્યા શત્રુની પણ મિત્ર સમ રક્ષા કરો.
એ ધર્મ ક્ષત્રીનો છતાં નિજ ભકતને કેમ પરહરો! ૧
કૃતકારિત ને અનુમોદનાથી મન વચન કાયા થકી.
મુજથી થયેલું પાપ મિથ્યા થાઓ એ માગું નકી,

**જેથી પ્રભુજી પુનર્ભાવે થાય પાપન ફરી ફરી.**
અંતઃકરણથી માફ માગું કરેલાં અઘની ડરી. ૨
હે પ્રભુ ! ત્હારા માર્ગને અનુસરી રત્ન ત્રય તણું.
મ્હેં કર્યું આરાધનથો સુકૃત હું અનુમોદું ઘણું.
ભૂલો પડયો ભવ પંથમાં ગ્રહીહાથ પંથ બતાવીએ.
હે નાથ ! ઓાથ અનાથની છો સાથ રાખો નભાવીએ. ૩
સૌ અરિહંતાદિકના અર્હંતપણાદિક ગુણજે.
તે સર્વ મહાનુભાવના ગુણ અનુમોદું ર ત્રણજે.
ઉપકારિના ઉપકારનું હું કરજ નવ વાળી શકું ?
કરી સ્તુતિ ભક્તિ સ્હેજ કરજ અદા કરૂં સન્મુખ ટકું. ૪
મ્હેં આપનું ને આપના અનુષ્ઠાન ફળ રૂપ સિદ્ધનું,
વર્ણા તેમ શાસન રસીક મુનિનું અને ૩પ્રવચન રૂદ્ધિનું,
એ સર્વનું મ્હેં હૃદય શુદ્ધથી શરણ શુભ આદર્યું,
જીવ જાય તો શું થાય પણ અન્ય મતિ નવ મન ધરૂં. ૫
હું સર્વ જીવોને ખમાવું ક્ષમા સૌ મુજ પર કરો,
છું અનન્ય શરણાંગત પ્રભુ હું ભક્તનો અનુગ્રહ કરો,
મુજને સદા સૌ જીવ પર હિત બુદ્ધિ હો માગું મુદા,
તો મળ્યુ શાસન ફળ્યુ માનુ સફળ જન્મ સદા યદા. ૬

---

૧ ફરીથી થાય નહીં તે ૨ દેવું. ૩ આગમ-સિદ્ધાંત.

હું એકલો છું નથી કોઇ મમ મોહનો હું નથી પ્રભુ
એવો છતાં તુજ ચરણ શરણે નથી દીનતા હે વિભુ !
એ એકત્વાદિ ભાવ ભાવું હરો ભવ ભય આપદા,
વહેલાજ મોડા તારશો તો ઢીલ શી કરવી યદા ? ૭
સુપસાય પ્રભુનો છતાં પણ જ્યાં સુધી મુક્તિ નવ મળે,
ત્યાં લગી શરણાંગત ગણી વત્સળપણું ન તજો પળે,
ત્હેં અધમ હિંસક પ્રાણી ને મહાપાપીઓને ઉદ્ધર્યા,
તો એક મુજને તારતાં કેમ કૃપણતા રાખો જરા ? ૮

## અઢારમો પ્રકાશ.

વીતરાગ સર્વ હિતેચ્છુ છો એકાન્ત એવા આપને,
વિનવાય નહિ કદી મધુર વચને તદપિ બાલક બાપને,
જેમ નિર્વિકારે વચન કાંઇક કઠોર કહે પણ શિશુ ગણી,
તે મોદ પામે તેમ સ્વીકારો હૃદય શુદ્ધિ મુજ તણી.૧
નથી હંસ ગરૂડાદિક પક્ષી પશુ અજ વૃષભાદિની,
વળી મૃગેંદ્રાદિક વાહનાદિક ઉપર સ્વારી ન આદીની,
તેમ નેત્ર ગાત્રને મુખ સબંધી વિકારેથી આપની,
નથી આકૃતિ અગડેલ સ્વામી નિર્વિકારી આપની. ૨
વીતરાગ ત્રિશૂળ ધનુષ ચક્રાદિક શસ્ત્રો નવ ધરો,

તેમજ નથી આસક્ત કામિની અંગ કોમળ પરિહરો,
વામાંગ ધરી આલિંગનાદિક અન્યદેવ નિર્લજ્જતા;
એવા અનાર્ય અકાર્યથી છો વિમુખ અવિકારી સદા ૩
નિંદક વિરૂધાચરણથી લૌકિક દેવોની પરે,
ત્હેં ત્રાસ મહાજનને ન દીધો સર્વપર સમતા ધરે,
તેમજ પ્રકોપ પ્રસાદથી ત્હેં દેવ માનવને કદી,
નથી કરી વિટંબન સદા તેથી છો અલગ પ્રભુતા પદી.૪
પાલન અને સંહાર કરવા અન્ય દેવો સૃષ્ટિનો,
કરતા વિતર્ક તે વ્યર્થ આપ ન પ્રવર્ત્યા તે પુષ્ટિમાં,
નટ વિટ સમ નૃત્ય હાસ્ય ગીતાદિક વિલાસો વડે,
ત્હેં કીર્તિને ન કરી મલિન તે અખંડિત જગમાં જડે ૫
વીતરાગ એ રીતે તમે લૌકિક દેવોથી સદા,
છો અતિ વિલક્ષણ સર્વથા મન પરીક્ષક મુંઝે યદા,
પ્રભુ દેવ તરિકે પરીક્ષક શા લક્ષણે માને ત્હને ?
કેમ હૃદય સ્થાપે ઓળખી એ સમજ પડતી નથી મ્હને?૬
વળી પત્રને ને તૃણ કાષ્ટ આદિક જળ પ્રવાહે મંચરે,
તે યુક્તિમત છે પણ અધિક અદ્ભૂતા પ્રતિશ્રોતે તરે,
તે વસ્તુની કેમ થાય પ્રતિતી લોક કેમ માને યથા ?
સામા પૂરે તરતી ન ભાળી કોઇ ચીજ યથા તથા.૭

૧ સામા પૂરે.

અથવા પ્રભુ એ અલ્પ મતિના પરીક્ષણુથી છે પરૂ,
તેમજ પરીક્ષા આપ પ્રત્યે મ્હારી બિક્ષકથી સર્યું,
મ્હોટા તણી સૌ વાત મ્હોટી જાણતા મ્હોટા જનો;
અલ્પજ્ઞ હું નવ આશરો અધિકાર નથી પ્રભુ મમ તણો.૮
સંસારી સૌ જીવના સ્વરૂપથી વિલક્ષણ બુદ્ધિમતા,
એ સ્વરૂપ ત્હારૂં વિબુધ જાણે તુજ સમો જ્ઞાની યથા,
વીતરાગ તું ક્યાં નિરાગીને ક્યાં સરાગી દેવતાં ?
ક્યાં સૂર્ય જ્યોત પ્રકાશ ને ક્યાં આગીયો માનું ભલા?૯
વીતરાગ આ જગ ક્રોધ ભયને લોભથી અતિ વ્યાપ્ત છે,
એથી વિલક્ષણ આપ છો અલ્પજ્ઞ અત્ર અપ્રાપ્ત છો,
ત્હારૂં યથાર્થ સ્વરૂપ નાવે આણ અત્ર વિષે યથા;
તુજ સમો હોય સમર્થ તે તુજ સ્વરૂપ જાણે છે તથા.૧૦

---

## ઓગણીસમો પ્રકાશ.

વીતરાગ તારા દીલ વસું એ વાત અતિ દુર્લભ્ય છે,
પણ આપ મ્હારા દીલથી સ્થીર થાઓ એજ સુલભ્ય છે,
અહા! હું અણુ સમ છતાં તુજ મન નથી મહાતો શી દશા?
અદ્ભૂત છે એ કથા મ્હોટા છતાં મુજ મનઅણુ વસ્યા. ૧
૧પરવંચનામાં કુશળ લૌકિક દેવથી પ્રતિકુળતા,

---

૧ જાણવામાં ૨ ઠગવામાં.

જે કરે ત્હેનો કોપથી નિગ્રહ કરે મહા ક્રુરતા,
વળી નિજ અનુકુળ ભક્તનેર વરદાનથી સંતોષતા;
એ૩ મુગ્ધને ઠગતા કુદેવો આપમાં ન પ્રપંચતા. ૨
જે રાગદ્વેષ રહિત૪ પ્રસન નપ્રસન શ્રી વીતરાગથી,
મોક્ષાદિ ફળ કેમ મળે એ નથી યુક્ત વચન સુ વાગ્યથી?
ચતન્ય રહિત ચિંતામણિ આદિક પણ ફળ આપતા,
વીતરાગ ચૈતન્ય યુક્ત વિધિવત્ સેવતાં ફળ દે યથા. ૩
વીતરાગ ત્હારી સેવનાથી અધિક આજ્ઞા પાળવી,
એ છે પરમ કલ્યાણકારી ભવિકને સંભાળવી,
આજ્ઞા પ્રભુ આરાધતાં ફળ મોક્ષનું પામે યથા,
વિરાધતાં સંસારનું ફળ થાંય એ સાચી કથા. ૪
પ્રભુ હેય-ઉપાદેય આજ્ઞા આપની છે સર્વથા,
પરમાદ વિષય કષાય આશ્રવ હેય તજવાં જે વૃથા,
વળી સત્ય શૌચ ક્ષમા અને માર્દવાદિક સંવર મુદા;
તે સેવવા આરાધવાને યોગ્ય જાણું સર્વદા. ૫
આશ્રવ તણું સેવન યથા ભવભ્રમણ હેતુ થાય છે,
સંવર તણું સેવન તથાવિધ મોક્ષ પ્રાપ્ત કરાય છે;
એ પ્રકારે ઉપદેશનો સૌ સાર સંગ્રહદાય છે,
તે "આર્હતિમુષ્ટિ" જ અથવા "મુષ્ટિજ્ઞાન" કહાય છે. ૬

---

૧ દંડવું ૨ ઇચ્છિત આપવું ૩ ભોળાને ૪ રાગ-દ્વેષ રહિત છતાં પ્રસન્ન અપ્રસન્ન થતા નથી.

એ પ્રકારે આજ્ઞા આરાધન કરી અનંતા પ્રાણીયા,
પૂર્વે થયા સિદ્ધ વર્તમાને મોક્ષ પામે જાણીયા;
એ મહાવિદેહાદિક આશ્રી વચન સાંપ્રત જાણવું,
વળી ભાવી કાળે સિદ્ધ ઉત્તમ જીવ થાશે માનવું, ? ૭
વીતરાગ કરવા પ્રસન્નતા દીનતા તજી આજ્ઞા ભજે,
તે કર્મ રૂપ પંજર થકી જીવ મુક્ત થાય શ્રીશીવ સજે
તે જિનાજ્ઞાનું ત્રિકરણુયોગે કરે પાલન જે નરા,
પ્રભુભક્તિ સ્તુતિ સેવા અને આજ્ઞા થકી હોય નિર્જરા, ૮

## વિશમો પ્રકાશ.

પ્રભુ પાદપીઠે લુંઠતા મુજ શિર પડી રજ ચરણની,
મમ પુણ્યના પરમાણુ કણુ રૂપ માનું તે શુભ વરણની.
ચિરકાળ તે મમ શિર સ્થિર રહો માગું મોક્ષ થતાં લગી
તે રજ નથી સાક્ષાત છે એ મુક્તિપુરિની વાનગી. ૧
પ્રભુ વદન જોઈ આશક્ત મ્હારાં નેત્ર બે પ્રમુદિત થતાં,
હર્ષાશ્રુના કલ્લોલ રૂપ અમૃત બિંદુ વરસતા,
પૂર્વે પરસ્ત્રી ને કુદેવાદિક અજ્ઞ પણે દીઠા.
તે પાપમળ હર્ષાશ્રુ જળથી ધોઇ નાંખો જે ધિઠા. ૨
બાળક પરે પ્રભુ આપ પાસે લુંઠન કરવાથી મ્હને,

પૂર્વે પ્રણામ કર્યા કૃપણ આદિકને મ્હેં તનમને;
નહિ સેવવાને યોગ્ય નમતાં પડી મેંશ કપાળમાં,
તે ટળો લુંઠનથી બનો પ્રાયશ્ચિત ચિન્હ સુ ભાળમાં. ૩
રોમાંચ પ્રભુના દર્શને પામી પ્રમોદ ખડાં થયાં,
બહુ ભવ ભ્રમણથી પુષ્ટ થઇ કુવાસનાનાં મૂળ ગયાં,
રોમાંચ કંટક વાસના મિથ્યાત્વ ગસડી નાંખજો,
એ માગું નાથ સનાથ કરી તુમ ચરણકમળે સ્થાપજો.૪
પ્રભુ આપના મુખ ચંદ્રની કાન્તિ[1] પિયુષના પાનથી,
મુજ નયનકમળ અચળ થજો હું તુષ્ટ થઉં એ દાનથી,
[2]અહીકંચુકી પરે ભોગને ગણી રોગ ત્હેં દીધા તજી,
પ્રભુ તત્ત્વજ્ઞાન સુવીણા વાગી ગાજી રહી ત્રિભુવન હજી.૫
ભગવાન્ મારાં નેત્ર પાવન થાઓ તુજ દર્શન થકી,
બે હાથ ત્હારી સેવનામાં થાઓ તત્પર કહું નકી,
મમ[3]ઉભય કર્ણો આપના ગુણ શ્રવણમાં તત્પર બનો,
એ યાચના કરૂં વારવાર નિસ્તાર કર[4]અઘ ઓઘનો. ૬
સર્વત્ર સ્ખલના પામતી મમ વાણી પ્રભુગુણ ગાનમાં,
થઇ સ્પૃહાવાળી થાઓ તસ કલ્યાણ રહું તુજ ધ્યાનમાં.
પ્રભુ આપના સદ્ભુત ગુણથી પરાંડ મુખ જીભ જો યદી,
તે જીભનું પ્રયોજન નથી જે ગુણ પ્રશંશા નવ વદી.૭

---

૧અમૃત ૨ સર્પની કાંચળી, ૩ બે કાન ૪ પાપરૂપ ઢગલો.

હું પ્રેષ્ય છું આધિન પ્રભુ સેવા નિપુણ વળી દાસછું,
આજ્ઞા સુવચન ઉઠાવવામાં ચતુર કિંકરપ્યાસ[૧] છું,
તેથી સદા સેવક અમારો એમ શબ્દ સુ "ઓમ"થી
ઉચ્ચાર કરી સેવક સ્વીકારો વધું ન યાચું રોમથી. ૮
શ્રીહેમચંદ્રસુરીંદ આ વીતરાગ સ્તોત્ર રચી ભણે,
પરમાર્હત્ કુમરભૂપાળ પામો મોક્ષફળ જે નિત્ય ગણે,
એર અનઘ[૨] હેમસૂરીંદ જે સર્વજ્ઞ કળિકાળે ખરો,
જે ભણે નિસુણે સ્તોત્ર તસ કલ્યાણ સ્વર્ગે રહી કરો. ૯

## અંત્યમંગલમ્.

### હરિગીતછંદ.

અહા! કલ્પવૃક્ષસમાન શ્રીવીતરાગ સ્તોત્ર દે ફળ યથા,
શ્રી હેમચંદ્રસૂરિંદ પ્રણિત શ્રીકુમરભૂપ ભણે તથા,
અધ્યયન ભૂપ ત્રિકાળ કરતા ફળ મળ્યું અતિ ભક્તિનું,
ભવિ ભણે નિસૂણે ધરે ધ્યાન નિશાન તાકે મુક્તિનું. ૧
આ સ્તોત્રનું શ્રી કપૂરવિજયે ગદ્ય ભાષાન્તર કર્યું,
શુભ છંદ સાંકળચંદ રચિ અનુવાદ પદ્યથી ઉચ્ચર્યું,
છું અજ્ઞ કિંકિર મુનિ કવિનો કીટ સુરતરુ પર ચઢયો,
ભૂલચૂક માગું માફ મ્હેં ફળ સ્વાદ ચાખી ગુણ ઘડયો.૨

૧ તરસ્યો ૨ પાપરહિત

## દોહરા.

સંવત વસુ મુનિ નિધિ શશિ, વિજય દશમી ગુણુવાદ,
કવિની જન્મ તિથિ દીને, પૂર્ણ થયો અનુવાદ, ૧
વૃદ્ધિચંદ્ર ગુરૂરાયના, કર્પૂરવિજય સુ શિષ્ય,
ભાષાન્તર ગુર્જર રચ્યું, ચરણુ નમું નિશ દીશ. ૨
મૂળ સ્તોત્ર અનુવાદને, ભણે ગણે ધરી ધ્યાન,
તે ભવિ નરનારી ભલાં, તાકે મોક્ષ નિશાન. ૩
સકળ શાસ્ત્ર શણુગારઆ, સ્તોત્ર પરમ ઉજમાળ,
ભાવે ભવિ કંઠે કરે, વિલસે મંગળમાળ. ૪
ધ્યેય સ્તોત્ર ધ્યાતા ભવિક, ધ્યાનથી બાળ ગોપાળ,
આ ભવ પરભવ સુખ મળે, મટે મોહ જંજાળ. ૫
આધિ વ્યાધી ભય ટળે, રોગ શોગ સૌ જાય,
અષ્ટ સિદ્ધિ નવનિધિ મળે, મંગળમાળા થાય. ૬

વીતરાગ સ્તોત્ર અનુવાદ સમાપ્ત.

# શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય પ્રણિત
# શ્રી મહાદેવ સ્તોત્રનો અનુવાદ.
## પ્રયોજક સાંકળચંદ પિતાંબરદાસ શાહ.

### હરિગીત છંદ.

જેનું અતિશય શાન્તરસથી ભરેલું દર્શન યથા,
જગજીવને જે અભયદાતા મંગળિક માનું તથા;
દર્શન અમોઘ અપૂર્વ ઉત્તમ ભવ્ય ભયહર છે સદા,
તેથીજ તે શિવ શ્રેષ્ઠ છે હું હર્ષભેર નમું મુદા. ૧
સૌ દેવના પણ દેવ જે અતિ સર્વ સમૃદ્ધિવાન છે,
તેથી મહેશ્વર માનીએ ઠકુરાઇને ચિદ્જ્ઞાન છે,
એવા સમર્થ સ્વરાગ દ્વેષથી રહિત પરમાત્મા ખરા,
તે જિનેશ્વરને નમું જે સુખ દાયકા પાવનકરા. ૨
પરકાશ લોકાલોકને કરનાર જસ મહાજ્ઞાન છે.
મહા દયાને મહા દમન ને જગનાયને મહા ધ્યાન છે,
એ લક્ષણે મહાદેવ તે ત્રિભુવન વિષે કહેવાય છે,
બીજા અનેરા નામ માત્ર કુદેવ તેહ ગણાય છે. ૩

નિજ શરિરમાં રહેનાર વિષય કષાય આદિક ૧તસ્કરો
તે સર્વથા જીતી લીધા એ દેવ સેવા આદરો,
તે મહાદેવ ગણાય બીજા રાગદ્વેષી દેવમાં,
નવ તર્યા તે કેમ તારશે જે ૨ભસ્મનૌકા સમ બલા. -૪
દુર્જય મહા જે રાગદ્વેષ રૂપી મહા સુભટો તણો,
ભવરણ વિષે જેણે કર્યો જય સર્વથા જિન તે ભણો,
ત્હેનેજ હું મહાદેવ માનું નામ ધારી અન્ય છે,
અહા! મહાદયા જગજીવ શાસનરસિક કરવા ધન્ય છે. ૫
લૌકિક મતમાં શબ્દ માત્રજ મહાદેવ મનાય છે,
પણ જૈન શાસનમાં સદા ગુણ યુકત દેવ ગણાય છે,
એ શબ્દને વળી અર્થથી મહાદેવ જૈનો માનતા,
વિપરીત અન્યમતિ સદા કલ્પિત દેવ પિછાણતા. ૬
વળી શક્તિ માત્ર વિજ્ઞાન લક્ષણ લૌકિકે મહાદેવ છે,
પણ જૈન શાસન માંહ્ય વ્યકત વિજ્ઞાન લક્ષણ દેવ છે,
એ લક્ષણે મહાદેવ શ્રી વીતરાગ ૩તે સ્વયમેવ છે.
જેણે બધી મહામોહ જાળ ૪ઉચ્છેદી તે મહાદેવ છે.૭

૧ ચોરો ૨ રાખની નાવ. ૩ પોતાની મેળે-સ્વભાવિક. ૪ ઉખેડી

મહામદ વિવર્જીત મહાલોભ વિમુક્ત દેવ સ્વરૂપ છે,
વળી મહાગુણ યુત એજ છે મહાદેવ ચિદ્દઘન રૂપ છે,
તે ગુણયુત **મહાદેવને** હું નમસ્કાર કરૂં મુદા,
જે તરણ તારણ દુઃખ નિવારણ અભય **આપે** છે સદા, ૮

મહા રાગ દ્વેષને મોહ તેમજ કષાયો જેણે હણ્યા,
તે સત્ય જગ **મહાદેવ** યાચ્યુ અવર કુદેવો ગણ્યા,
તે કુળ્યા પોતે ખુડાડે નિજ ભક્તને કલ્પિત અહા,
નવ ભજે વિબુધો કુદેવોને ભજે તે મુઢા મહા. ૯

મહા કામજ્વરનો નાશ કીધો મહા ભય દૂરે કર્યા,
ઉપદેશ મહાવ્રતનો કર્યો તે **મહાદેવ** ખરા[1]ધરા,
હું શરણ કરૂં મહાદેવ એવા જિતેંદ્રિયનું સર્વદા,
સામ્રાજ્ય જે શિવપૂરિનું આપે શિર તે વંદુ સદા, ૧૦

મહા ક્રોધને મહા માન માયા મહા મદ જેણે હણ્યા,
મહા લોભ આદિક દોષ સઘળા હણ્યા જેણે મૂળખણ્યાં,
અહા તે ખરા મહાદેવ શુભ કહેવાય જગમાં શાશ્વતા,
બીજા સરાગી દેવ જુઠા કષાથો યુત લાજતા. ૧૧

જે મહા દયાળુ મહાનંદી અને મહા જ્ઞાની પૂરા

૧ પૃથ્વી.

મહા યોગી ને મહા તપસ્વી મહા મૌની તે પ્રભુજી ખરા,
મહાદેવ એ શુભ લક્ષણો યુત સદા શોભે જયકરા,
કયાંજિનપતિસુગજેંદ્ર સમ કયાંઅન્ય દેવો ખર[૧]ધરા.૧૨
મહા વીર્યને મહા ધૈર્યવળી મહાશીલ જેમાં છે સદા,
મહા ગુણને મહા ક્ષમા આદિક સત્વ જેમાં છે યદા,
મહાદેવ તે કહેવાય જેછે અભયદાતા સર્વથા
જે પમાડે જગજીવને શાતા વધું શી કહું કથા ? ૧૩
થયું સ્વતઃ પરગટ જ્ઞાન લોકાલોક પરકાશક યથા,
જેમાં અનંતુ વીર્યને ચારિત્ર જેનામાં તથા,
સાક્ષાત્ એ શુભ ઉદ્ભવ્યાં તે સ્વયંભુ કહેવાય છે,
બીજા અનેરા દેવ તેહ સરાગી દ્વેષિ ગણાય છે. ૧૪
સ્ત્રી શસ્ત્ર આદિ રહિત જે કાયોત્સર્ગ મુદ્રા મુદા,
મુદ્રા પર્યંકાસન ધરી જે પ્રશમ રસ ઝીલે સદા,
એવા પ્રભુ જિનપતિ તે શિવ અને શંકર જાણીએ,
એથી રહિત અન્યમતિ દેવો દેવ રુપ ન માનીએ. ૧૫
સાકાર નિરાકાર છે વળી મૂર્ત અમૂરત જેહ છે,
જે પરમ આત્મા બાહ્ય આત્મા અંતરાત્મા તેહ છે,
છે સ્વરૂપ એનુ અકળ જે નવ ઓળખે અજ્ઞા ડરી,
પંડિતજનો કરતા પરીક્ષા વીતરાગ તણી ખરી. ૧૬

---

૧ પૃથ્વી તળ ઉપર.

જે પરમ દર્શન જ્ઞાનયોગથી અક્ષય આત્મ સ્વભાવને,
પામ્યા વળી જે થયા પરમાત્માજ તજીય વિભાવને,
જે ક્ષમા પરમ અને દયાયુત મતા પરમાત્મા ખરા,
કહેવાય છે સાર્થક નથી પ્રભુ નિરર્થક [1]જગ ભાસ્કરા.૧૭
જે સિદ્ધ અવિનાશીજ સુખ સંપ્રાપ્તથી પરમાત્મ છે,
વળી પ્રથમ કર્મવશાત્ સંસારે ભમ્યા બાહ્યાત્મ છે,
તેમજ વિવેકથી દેહધારી છતાં અંતર આત્મ છે.
એ ત્રણ પ્રકારે શિવ મનાય શ્રી જિનપતિ તે આપ્ત છે૧૮
જે અવસ્થા દોષિત તેહ સકલ અવસ્થા જાણવી,
વળી દોષ રહિત નિષ્કલ અવસ્થા તેજ સાચી માનવી,
તે સર્વથા નિજ દેહ રહિત થતાં પરમપદ સ્થિત દશા;
વીતરાગ તે પામે દશા બીજા સુમાર્ગેથી ખશ્યા ! ૧૯
જે એક મૂર્તિ છતાં પણ પર્યાય નયે ત્રિમૂર્તિ છે,
આત્મા તણા શુદ્ધ જ્ઞાન દર્શન ચરણ ગુણથી પૂર્તિ છે,
તેથીજ બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર ત્રિમૂર્તિ કહેવાય છે,
વીતરાગને ઉપમા ઘટે એ અવરમાં ન ઘટાય છે. ૨૦
જે એક મૂર્તિ છતાં બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર નવ ઘટે,
એ ત્રણ ભાગ ન બને છે ભિન્ન પરસ્પર મિથ્યા રટે,

---

૧ જગત્ લોચન-સૂર્ય

એ ત્રણની મૂર્તિ યથાવિધ એક કદી નવ સંભવે,
આવેવિરોધએવાતકહેતાં અન્યમતિજેમ તેમ લવે ?–૨૧
છે વિષ્ણુ કાર્ય સ્વરૂપ બ્રહ્મા ક્રિયારૂપ જાણો યથા,
વળી મહેશ્વર કારણ રૂપે છે એક મૂર્તિ નવ તથા,
એવીજ રીતે કાર્ય કારણ યુકત મૂર્તિ ન એક છે,
ઘટના ઘટે નવ એક કહેતાં કહે તે નર[1] ભેક છે, ૨૨
છે પ્રજાપતિનો પુત્ર બ્રહ્મા માત પદ્માવતિ કહી,
અભિજિત નક્ષત્રે જનમ જસ એક મૂર્તિ નવ રહી,
અહા ! અર્થ વ્યર્થ કરે મુહાત્મા તત્ત્વ જે જાણે નહીં,
વીતરાગ પ્રણિત ન સૂત્ર જાણે વાત જુક્તિ નવ કહી, ૨૩
વસુદેવનો સુત વિષ્ણુ છે માતા કહી જસ દેવકી,
નક્ષત્ર જન્મનું રોહિણી તો એક મૂર્તિ કયાં ટકી ?
જિનશાસને કહી યુક્ત વાતો અન્યમતિ નવ સદ્દહે,
કલ્પિત–કપોલ કથા કુ વિકથા વિરોધો ઇત ઊત ગ્રહે ૨૪
પેઢાલનો સુત રૂદ્ર છે તસ સત્યકી માતા કહી,
નક્ષત્ર મૂળમાં જન્મ જેનો એક મૂર્તિ કયાં રહી ?
અર્ધાંગ રાખે અંગના જે શૂળ શસ્ત્ર ધરે સદા,
વીતરાગને નહીં શસ્ત્ર રમણિ પ્રશમરસ ઝીલેમુદા. ૨૫

---

૧ દેડકો.

## ભુજંગી છંદ.

જુવો વર્ણ રાતોજ બ્રહ્મા તણો છે,
વળી શ્વેતવર્ણિ મહેશ્વર ભણ્યો છે
તથા શ્યામવર્ણિ અહા! વિષ્ણુ કેવો?
ન મર્તિ કદા સંભવે એક દેવો! ૨૬

જપે જાપમાલા સદા એક બ્રહ્મા,
ધરે રૂદ્ર ત્રીશૂળને[1] અંક રામા,
વળી શંખને ચક્ર છે વિષ્ણુ પાંસે,
ન મર્તિ કદા સભવે એક ખાસે? ૨૭

વળી ચાર મુખોજ બ્રહ્મા કહ્યો છે,
તથા ત્રણ્ણ નેત્રે મહેશ્વર રહ્યો છે,
અહા! વિષ્ણુને હાથ છે ચાર કેવા?
ન મૂર્તિ કદા સંભવે એક દેવા? ૨૮

મથુરાં વિષે જન્મ બ્રહ્મા તણો છે,
મહેશ્વર તણો રાજગૃહિમાં ભણ્યો છે,
વળી દ્વારિકાં કૃષ્ણુનો જન્મ જાણો,
ન મૂર્તિ કદા એક તો કેમ તાણો? ૨૯

જુવો હંસનું [2]વાન બ્રહ્મા તણું છે!

---

૧ ખોળો. ૨ વાહન.

વળી નંદીનું યાન તો રૂદ્રનું છે,
તથા વિષ્ણુનું યાન જાણો ગરૂડે,
ન મૂર્તિ કદા એક તો કેમ જુડે ? ૩૦
જુવો પદ્મ બ્રહ્મા તણે હાથ દીસે,
મહેશ્વર તણા હાથમાં શૂળ રીસે,
તથા વિષ્ણુના હાથમાં ચક્ર કેવું ?
ન મૂર્તિ કદા એક કે, કેમ એવું ? ૩૧

થયા કૃત યુગેજ બ્રહ્મા બિચારા,
થયા યુગ ત્રેતા વિષે રૂદ્ર ન્યારા,
અને દ્વાપરે વિષ્ણુની ઉત્પતિ છે,
ન મૂર્તિ કદા એક એકુવૃત્તિ છે. ૩૨
વળી જ્ઞાન તે વિષ્ણુ સાચાજ માનું,
સદા શુદ્ધ ચારિત્ર બ્રહ્મા વખાણું,
કહ્યા જ્ઞાન સમ્યકત્વથી શિવ શાન્તિ,
ધરે મૂર્ત અર્હત તણી સૌમ્ય કાન્તિ. ૩૩
[1]મહી, [2]વારી. વા [3]વન્હિ યજમાન માનું,
વળી [4]વ્યોમને [5]સોમ જે શ્રેષ્ટ [6]ભાનુ.

---

૧ પૃથ્વિ ૨ પાણી. ૩ અગ્નિ ૪ આકાશ ૫ ચંદ્ર ૬ સૂર્ય.

યથા આઠગુણો વિસા રાગ જેના,
ધટે ત્હેમને તે બીજાને ઘટેના.　　૩૪

પ્રસન્ના સુવારી ક્ષમા તેજ પૃથ્વિ,
નિઃસંગી સુવાયુ અને યોગ વન્હિ,
છતાં મુર્ખ માને કષાયો ભરેલા,
કુદેવો છતાં દેવ માને છકેલા.　　૩૫

દયા દાનને જે તપો યુક્ત આત્મા,
ખરા એજ યજમાન માનો પ્રમાત્મા,
અને લેપ વર્જી સ્વભાવે સુઆત્મા,
સદા વ્યોમની તુલ્ય માનુંજ મહાત્મા.　　૩૬

સદા સૌમ્ય મુર્તિ રૂપે હું પિછાણું,
ખરા ચંદ્ર શ્રી અર્હતોને વખાણું,
અને જ્ઞાન વિકાશથી સૂર્ય જાણું,
બીજા અન્ય જે આગિયાને ન માનું.　　૩૭

૧વિમુકતા અહા ! પુણ્યને પાપ એથી,
વળી૨ વર્જતા રાગ ને દ્વેષ તેથી,
નમસ્કાર તે અર્હતો ને કરે જે,
ન ઇચ્છા છતાં૩ શિવ શ્રી ને વરે તે.　　૩૮

---

૧ મુકાએલા ૨ રહિતા ૩ મોક્ષ રૂપી લક્ષ્મી.

અકારેથી વિષ્ણુ રકારેથી બ્રહ્મા,
હકારે શિવા જાણવા જે પ્રશમ્યા,
નકારેથી માનો સદા શ્રેષ્ટ મુક્તિ.
રહ્યો અર્થ અર્હન્ પદે એ સુયુક્ત, ૩૯
અકારેજ આદિ પ્રબોધે સુધર્મો,
વળી આદિ મુક્તિ સ્વરૂપ જ્ઞાન પરમો,
તથાવિધ અર્હન્ પદે એ અકારે,
રહ્યો અર્થ યુક્તો કહ્યો સૌ સ્વિકારે. ૪૦

રૂપીને અરૂપી સ્વરૂપ દ્રવ્ય વાંચ્યું,
પ્રભુ ત્હેં દીઠું જ્ઞાન ચક્ષુથી સાચું,
લોકાલોક દીઠા પ્રભુ ત્હેં પ્રકાસ્યા,
ભણે ભાગ્યશાળી ર કારે સુ રાસા. ૪૧

હણ્યા રાગ ને દ્વેષ મોહાદિ જેણે,
પરીસા સહ્યા ને હણ્યા કર્મ એણે,
અહા ! વીતરાગે જીતી સર્વ બાજી,
હકારે ભણ્યા તે થયા વિશ્વ કાજી. ૪૨
વળી પુણ્ય ને પાપ જાણ્યા પ્રભુતા,
અને આઠ સુપ્રાતિહાર્યોથી યુક્તા,
સદા શુદ્ધ સંતોષથી પૂર્ણ સ્વામી,

ત્તકારે ભણે પંડિતો શીર નામી. ૪૩
ભવો બીજના અંકુરા રાગ આદી,
ગયા દોષ જેના ચખાડી પ્રસાદી.
ભલે બ્રહ્મ વિષ્ણુ હરો જિન હોવે,
નમસ્કાર ત્હેને કરૂં પાપ ધોવે. ૪૪

## હરિગીત છંદ

ભગવાન્ હેમાચાર્ય જે સર્વજ્ઞ કળિકાળે ખરા,
મહાદેવ સ્તોત્ર રચ્યો રૂડો જે ધર્મધુરંધર ધરા,
અનુવાદ આ શુભ છંદ સાંકળચંદ રચિ સ્તવના કરે,
જે ભણે નિસુણે ભવ્ય તે નિશ્ચે વરે શિવશ્રી ખરે ૪૫

---

# પરમાર્હત્ શ્રી કુમારપાળ

# ભૂપાળ વિરચિત

## આત્મ નિન્દા રૂપ જિણેંદ્ર સ્તુતિ

### મૂળસંસ્કૃતનો અનુવાદ

હરિગીત છંદ

વીતરાગ ! સૌ ઇંદ્રો નમ્યા તુજ [1]પાદપીઠે કરૌ સ્તુતિ,

---

૧ ચરણ કમળે.

તસ મુગટ મણિના કિર્ણ જયો તે પાદકજ શોભે અતિ,
ત્હેં જગતના ભય દુઃખ સમૂહો નાશ કીધા સર્વદા,
જયવંત વર્તો જિનપતિ ત્રૈલોક્ય બંધુછો સદા. ! ૧
ભગવાન્ રાગ રહિત કૃતાર્થ સમર્થ છો ત્રિભુવન પતિ,
હે નાથ ! તુજ પ્રભુતા યથાવિધ કહી શકે ન બૃહસ્પતિ ?
તો અર્થિ વર્ગ સ્વરૂપ ત્હારૂં વર્ણવે કેમ મુખ થકી ?
હું મૂર્ખ બાળક છતાં લેશ વિનંતી કરૂં જેમ તેમ બકી. ૨
પ્રભુ ચિત્તશુદ્ધે મુક્તિપુરિમાં ગયા પણ મુજમન રમો,
તુમ ૧ગુણારોપણ મન થતાં સાક્ષાત્કાર થયા તમો,
જેમ સૂર્ય બહુ દૂર છતાં દર્પણમાં પડે કિર્ણો યથા,
તે કિર્ણ ઘરની માંહય શું ઉદયોત્ નથી કરતા તથા ? ૩
હે નાથ ! પ્રાણીમાત્રના જન્મો ઉપાર્જીત પાતકો,
તુજ ભક્તિ સ્તુતિથી નાશ પામે નહે નહિ ર૨ા ઘાતકો,
જ્યાં સૂર્યનાં કિર્ણો પ્રચંડ પડે ભૂમિપર સામટાં.
ત્યાં અંધકાર સમૂહ ન રહે જાય પાતક ભામટા. ૪
જગજીવ મોહજ્વરે પિડાય પિડાહરી તસ સુખ કરો,
આજ્ઞા અધિન છું હું તમારી થાય મોહ ન કેમ ૩પરો ?

---

૧ પ્રભુના ગુણોનું ચિંતવન ૨ ચારકષાયો. અનુતાનુબંધી ૩ દૂર-છેટો

ભગવાન્ તુમ શરણું કરે તે જીવનું રક્ષણ કરો,
રક્ષક તમે મહાદયાવાન છતાં મ્હને કેમ પરહરો ? ૫

સંસાર અટવી ઉલ્લંઘન કરતાં મળ્યા ૧સાર્થપ પ્રભુ !
આશ્રય કર્યો મ્હેં આપનો હું મુક્તિનો ઇચ્છક વિભુ,
મહા યત્નથી પ્રભુના પસાયે રત્ન ત્રઈ મુજને મળી,
અહા ! કષાયો રૂપ ચોર લુટે ઉપેક્ષા ન કરો વળી. ૬

હે નાથ ! ભવોદધિ ભ્રમણ કરતાં મળ્યા મહાપુણ્યે તમે,
મહાયત્નથી પ્રભુ મળ્યા પણ નવ ૨રુળ્યા શું કહીએ અમે ?
તે સમે કે, આ ભવે પાપી પિંડ ભક્તિ ન કરી શકયો ?
પુજ્યા ન પ્રભુ કરી સ્તુતિન શીગતિથશે મ્હારીહું ચૂકયો ?-૭

પ્રભુ કર્મ કુંભારે મ્હને સંસાર ચક્ર વિષે અહા !
કુબોધ દંડે બહું ભમાવ્યો ચારગતિ દુ:ખ મ્હેં સહયાં,
એ મહાકુંભારે મ્હને ટીપી કર્યો દુ:ખ ભાજન પ્રભુ
રક્ષણ કરો એ કર્મથી જગ શરણ્ય છો કારૂણ્ય વિભુ. ૮

પ્રભુ મમત્વાદિક કષાયો સંસાર બીજના કંદને,
કયારે ઉખેડીશ આપ આજ્ઞા શીર ધરી તે ફંદને ?
આત્માજ માની સાર પ્રભુ તુજ તત્ત્વ પામીશ હું કદા ?

---

૧ સાર્થવાહ. ૨ ઓળખ્યા

નિરપેક્ષ વૃત્તિ ૧અનિચ્છા મોક્ષે થશે ક્યારે યદા ? ૯
હે નાથ ચંદ્ર સમાન શિતળ શ્રેષ્ઠ ગુણ છે તાહરા,
તે ગુણ-દોરા વડે મ્હેં મન માંકડું બાંધ્યું જરા,
હું સ્પૃહાવાન છું સ્વામી આજ્ઞા રૂપ અમૃત પાનમાં,
ક્યારે કરીશ પરબ્રહ્મમાં હું પ્રીત તસ ગુણ ગાનમાં. ૧૦
હે નાથ ! ત્હારા ચરણ કજના પ્રસાદે મ્હેં મેળવ્યાં,
નર જન્મ ધર્મ સુ દેવ એ ત્રણ છતાં પણ-નવ કેળવ્યાં,
પ્રભુ બળાત્કારે કામદેવાદિક કપાયો પાપીયા,
મુજને અકાજે જોડતાં ખિન્નતા નથી મન વ્યાપીયા. ૧૧
દેવાધિદેવા ૨ભદ્રકર્તા છો ચંદ્ર સંભાવના,
મ્હેં કામદેવાદિક હઠાવ્યા ભાવતાં એ ભાવના,
તે છતાં એ પાપાતમા મુજ પુંઠ હજી નથી મુકતા,
તું રક્ષરક્ષ પ્રભુ મ્હને હું શરણ આવ્યો ઝુકતાં. ૧૨
પ્રભુ ભવ સમુદ્રે ભ્રમણ કરતાં દૃષ્ટિ ગોચર નવ થયા,
જો થયાં દર્શન હોતતો રઝળ્યો ન હોત કરો દયા;
વળી અંત જેનો નથી એવાં નારકાદિક દુઃખ તણા,
૩અતિથિપણેનવ થયો હોત હું મળ્યા હોતજો સજ્જના ૧૩

૧ ઇચ્છારહિત ૨ કલ્યાણ કરતા. ૩ પરોણા-મેમાન.

હે નાથ ! ચક્ર૧ અસી ધનુષ્ય અંકુશ વજ્ર સુ લક્ષણે,
લક્ષીત, ચરણ કમળ યુગળ છે શોભના પર રક્ષણે;
દુઃખે ન વારી શકાય તે મોહાદિ શત્રુથી ડર્યો,
હું શરણ કરૂં તુજ ચરણદ્વયનું નાથ ત્હારો આશરો.૧૪
અગણિત કારૂણ્ય શરણ્ય પુન્યાઇ પ્રભુતા પ્રભુ આપની,
સર્વજ્ઞ નિષ્કંટક પ્રભા છે વિશ્વનાથ પ્રતાપની,
તે છતાં મહત ભિક્ષે મ્હને યાચક કર્યો આજ્ઞા વડે,
દીન હતાશા શરણે રહ્યો પ્રભુ રક્ષરક્ષ ન અરિ નડે ૧૫
પ્રભુ વિના દુઃખ સમૂહ દળવા અન્યનો નથી આશરો,
ભવ દુઃખ મ્હારાં હરો નાથ સમર્થ છો કરૂણા કરો;
અથવા અનાદિ શત્રુઓના જથ્થાનું મૂળ સંહરો,
છો વિષ્ણુ ચક્ર રહિત૩ પદના ચક્રનો લેઉં આશરો. ૧૬
દેવાધિદેવા છો મહેશ્વર બુદ્ધ ત્રિભુવન નાથ છો,
મહારાજ મ્હારી લાજ છે તુમ હાથ સ્વામી સનાથ છો,
પણ કામક્રોધાદિક અંતર વૈરીએ જીત્યો મ્હને,
હું ખેદ પામ્યો તે થકી પોકાર કરી યાચું ત્હને. ૧૭
હે નાથ ! તે ક્રોધાદિ અંતર વૈરીએ રીસે મ્હને,
મહા મોહ અંધારા વિષે નાંખ્યો ભજું હું કેમ ત્હને?

૧ તરવાર ૨ બે ૩ પગના

સ્વામી અધર્મરૂપી દુઃખોનો ત્યાગ કરી મુજ મન યથા,
લાવું સમાધીમાં તદા એ શત્રુ કરતા બહુ વ્યથા. ૧૮
હે દેવ ! તુજ આગમ તણા અભ્યાસથી જાણ્યું ખરૂં,
મોહાદિ જે મમ શત્રુ તે ભવ ભ્રમણનું દે ન્હોતરૂં;
તોપણ મુઢાત્મા આત્મ તજી૧ પર પુદ્‌ગળે મોહ્યો અતી,
તસ સંગથી અપકૃત્ય મુજથી થાય દ્યો પ્રભુ શુભમતિ ૧૯
મહામ્લેચ્છ ક્રુર કષાય તે મહા રાક્ષસોએ દાસને,
હે ભૂવન વીર ! કરી વિટંબણ ભમાવ્યો દેઈ ત્રાસને;
પણ પુણ્યયોગે મનુષ્ય ભવ હું હાલ પામ્યો છું પ્રભુ ?
તો હવે ફરી તે ના નડે તેમ કરો ચરણ શરણા વિભુ.૨૦
નિજ દેહમાં મમતા ન સમતા સહિત શ્રદ્ધા શુદ્ધતા,
સાચો વિવેક અને વળી પરપુદ્‌ગળેજ નિસંગતા;
શત્રુ અને વળી મિત્રમાં સમભાવ એવી ભાવના,
હું થઈશ સંયમવાન્ ક્યારે નાથ એવો શુભમના? ૨૧
વીતરાગ આપજ એક મ્હારા દેવ છો સાચા પ્રભુ,
ત્હારો પ્રરૂપ્યો ધર્મ એહજ ધર્મ સાચો છે વિભુ,
એવું સ્વરૂપ વિચારીને કિંકર થયો છું આપનો,
મ્હારી ઉપેક્ષા નત્ર કરો ક્ષય કરો મ્હારા પાપનો. ૨૨

---

૧ દેહાદિક.

હે દેવ ! કામાદિ બીજા સુર અસુર ત્હેં જીત્યા અતી,
તે સર્વ તુમ પ્રતિ નવ સમર્થ તે ભાગીયા નિર્બળવૃત્તિ,
તુમથી છૂટયા તે આપના કિંકર મ્હને મહા જોરથી
મારી અતિશય માર ઘાયલ કર્યો મુજને તોરથી. ૨૩
સૌ ભવ્ય પ્રાણીવર્ગને મુક્તિપુરિમાં લેઇ જવા,
સામર્થ્ય ત્હારૂં છે પ્રબળ જગશરણ્ય કારૂણ્ય અનુભવ્યાં,
હું ક્રિયાહિણ છું છતાં પણ હું લીન ચરણકમળ પ્રભુ,
વળી દીન હું આવ્યો શરણ રક્ષણ કરો નહિં શું વિભુ?૨૪
હે દેવ ! ત્હારા પાદપદ્મનું યુગલ જસ હૃદયે રમે,
નિશ્ચે વરે ત્હેને શ્રી શોભા વિશ્વત્રયની દુઃખ શમે;
વળી તે શ્રી શોભા સંગ ત્હેનો કદીય પણ મૂકે નહીં;
એવો તમારા ચરણ બેનો નાથ મહિમા છે સહી. ૨૫
નિર્ગુણ શિરોમણિ અને ક્રુર દુરાત્મા પાપિષ્ટ છું,
વળી છું અનિષ્ટ કષાય કલુષિત લોકમાંહી કનિષ્ટ છું;
તેથીજ દુઃખની રાશી ભવોદધિમાં ડૂબ્યો છું હું પ્રભુ,
આજ્ઞા ઉત્થાપી પડયો છૂટો દુઃખ સહું તેથી વિભુ.૨૬
ચિંતામણિ જસ કર ચઢે ખામી ન ત્હેને રહે કશી,
આશ્રય કરે લક્ષ્મી જગતની રહે તસ ઘરમાં વસી.
તો આજ પ્રભુ મમ નેત્રના અતિથી થયા પાવન કરી,

મ્હેં સ્નાન અમૃત સિંધુમાં કર્યું પાપ અરિ નાશ કરી.૨૭,
સંસાર મહા સિંધુ વિષે ભ્રમતાં મ્હને પ્રભુજી મળ્યા,
શુભ ઝાઝ સમ તારક તમે સુખધામ સાચા અટકળ્યા,
વળી મુક્તિ રમણિ સાથ હસ્ત મિલાપમાં સહાયક થયા,
મમ હાથ ગોર ચતુર ચહ્યા ભવકષ્ટ નષ્ટ થયાં ગયાં, ૨૮

હે નાથ ! જેણે સ્તોત્રથી ભક્તિ સ્તુતિ કરી શુભ મને,
વળી પુષ્પમાળાથી પુજા કરી નમસ્કાર કર્યો ત્હને,
ચિંતામણિ રૂપ આપ જેના કર ચહ્યા ત્યાં શ્રી સવાઇ,
તસ આંગણે સુરતરૂ ફળ્યો શી માન્ય એમાં નવાઇ?–૨૯

ભગવાન્ હું મમ ઉભય નેત્રો મિંચી સ્થિર મન વશ કરી,
જે સમય ત્હારૂં ધ્યાન ધરૂં સાક્ષાતકાર થતા તરી,
વળી કર્મ-મર્મ સમૂહનો કરનાર ક્ષય પ્રભુ યુક્તિથી,
જુદા નથી પડતા થતા પ્રભુ એકમેક સ્વ ભક્તથી. ૩૦

પ્રભુ વિના બીજા અન્ય દેવો શ્રેષ્ઠ ભક્તિથી યદા,
અતિશય પ્રસન્ન થતાં છતાં પણ મુક્તિ નવ આપે કદા,
જો લિંબ તરૂને સુધારસના ઘડા ભરી ભરી સિંચિએ,
પણ આમ્રફળ આપે ન તે કરી ફળ નિંબોળી કડુ દીએ.૩૧

ઉપમા ન આપી શકાય જેની મહા દયાળુ જિનપત,
નિજ આશ્રિતોના ગુણ કે અવગુણ તે જોતા નથી,

આશ્રિત ગણી ભવજળ થકી ત્હેં હાથ ગ્રહી તારો મ્હને,
નિર્ગુણ છતાં છું મોક્ષ ઇચ્છક રક્ષરક્ષ સુ ભકતને. ૩૨
બહુ જન્મના પુણ્યો વડે ત્રિભુવન ચુડામણિ પ્રભુ મળ્યો,
આજ્ઞા અધિન છું મોક્ષ ઇચ્છક ખચીત મળશે નિર્મળો,
તે વાતના સાક્ષી ગુરૂ મમ હેમચંદ્રસૂરિ પ્રભુ,
શું મુકિતથી યાચું અધિક ભવોભવ શરણહો વીરવિભુ, ૩૩
પરમાર્હત્ દેવ કુમારપાળે રચિ સંસ્કૃતમાં સ્તુતિ,
નિજ આત્મ નિન્દા રૂપ જિનપતિ સ્તુતિ કરી ભકિત અતી,
અનુવાદ આ શુભ છંદ સાંકળચંદ રચિ સ્તવના કરે,
જે ભણે નિસુણે ભાગ્યશાળી વિજયકમળા તે વરે. ૩૪

---

# શ્રીરત્નાકર પચીશી અનુવાદ.

---

## પ્રયોજક સાંકલચંદ પિતાંબરદાસ શાહ.

### હરિગીત છંદ.

કલ્યાણ મુકિતરૂપ મંગલ ક્રિડાના ઘર છો પ્રભુ,
નરદેવ ને સુરદેવ ચરણકમળ નમ્યા ત્હમને વિભુ;
સર્વજ્ઞ છો સૌ અતિશયોથી યુકત જગપરધાન છો,
પ્રભુ સદા જગજયવંત વર્તો કલાજ્ઞાન નિધાન છો. ૧

ત્રિભુવનતણા આધાર ને કરૂણા તણા અવતાર છો,
દુઃખે નિવારી શકાય તે સંસાર વૈદ્ય શ્રીકાર છો;
સર્વજ્ઞ શ્રીવીતરાગ જાણો છતાં ભોળા ભાવથી,
કિંચિત કરૂં આ વિનંતી તે સ્વિકારો સદ્ભાવથી. ૨
જેમ બાલક્રિડાયુક્ત બાલક માત–તાત કને યથા,
શંકારહિત જેમ તેમ લવે પણ ખુશી માતપિતા થતા;
તે પ્રમાણે હે નાથ ! ત્હારી પાસ મમ કથની કહું.
ભવતાપથી હું તપ્યો પ્રભુની શિતળ છાયામાં રહું ૩
આ ભવ વિષે નવ દાન દીધું શીલ નવ પાળ્યું અહી,
વળી ક્ષમાયુક્ત કર્યો ન તપ મ્હેં ભાવ પણ ભાવ્યો નહીં,
પ્રભુ ગયો ભવ ફેરો નિરર્થક હવે મ્હારૂં શું થશે ?
હુ ક્યાં જઉ કરૂં શરણુ કોનું નાથવણુ નવ મન હસે. ૪
હું બળ્યો ક્રોધાગ્નિ થકી વળી દુષ્ટ લોભ અહિ ડશ્યો,
અભિમાન અજગરથી ગળાયો નાથ આણુથી ખશ્યો,
માયાતણી જાળે ફસ્યો હું ભજું કેમ કરી આપને ?
મદ કષાયો વશ આતમા પડી સહ્યાં ભવ સંતાપને. ૫
મ્હે સ્વ, પરહિત આભવઅને પરભવ વિષે કાંઇ નવ કર્યું,
તેથીજ સુખ પામ્યો ન હું હે નાથ ! લોક વિષે ખરૂં;
ભવપૂરણુ કરવા જન્મ મ્હારા અલેખે સઘળા ગયા,
અજ્ઞાન વશ ભવબાજી હાર્યો દુઃખ જાય ન મુજ કહ્યાં. ૬

આનંદદાયક પ્રભુ તુજ મુખચંદ્રથી અમૃત ઝરે,
મુજ મન ભિંજાય ન તદપિ ત્હારા દર્શને ત્રાતા અરે !
માનું હૃદય મુજ કઠણ પત્થરથી અધિક ક્યાંય નવ ઠરે,
હા ! દેવ શી ગતિ થશે મ્હારી મનકપિ કુદકા ભરે. ૭
ભવસિંધુમાં ભમતાં થકાં દુષ્કર મનુષ્યભવ મેળવી,
શુભજ્ઞાન દર્શન ચરણ રત્નની રિદ્ધિ મળી નવ કેળવી;
એ રત્ન આપ પસાયે પામ્યો પ્રમાદે નિંદ્રા વશી,
હું ગુમાવી બેઠો કરૂં પોકાર ક્યાં જઇ સૌ હસે ? ૮
વૈરાગ્ય રંગ તરંગનો દેખાવ જગ ઠગવા કર્યો,
વળી ધર્મનો ઉપદેશ જનમનરંજને દીધો ખરો;
વિદ્યા ભણ્યો તે વાદ કરવા હેતુભૂત થઇ હે પ્રભુ !
મમ હાસ્યકારક કાજ કહેતાં લાજ આવે છે વિભુ. ૯
અપવાદ પરના ઉચ્ચરી મ્હેં મલિન મુખ કર્યું હે પ્રભુ !
વળી વિકારે પરસ્ત્રિયાદિક જોઈ નેત્ર મલિન કર્યાં વિભુ;
મ્હેં અહિત પરનું ચિંતવી ચિત્ત દોષ યુક્ત કર્યું ખરૂં,
હા ! હા ! થશે શું ભાવી મ્હારૂં નાથ તુજ શરણું કરૂં. ૧૦
વિષયાંધ થઇ મ્હેં કામરાક્ષસથી વગોવી જાતને,
આવે શરમ અપકૃત્ય કહેતાં સુણાવું જગતાતને,
સર્વજ્ઞ જાણો છો સકળ પણ પ્રગટ કરૂં પ્રભુ આગળે,
ત્હેં અધમ તાર્યા તાર મુજને બિરૂદ તો તારક ફળે. ૧૧

અહા ! અન્યમંત્રો ભણી મ્હેં પરમેષ્ટિમંત્ર ન ઉચ્ચર્યો,
ભણીને કુશાસ્ત્ર પ્રમાણથી હું જિનાગમ ઘાતક ઠર્યો;
મ્હેં કર્યાં કર્મ કઠોર ઘોર કુદેવની સંગત થકી,
હે નાથ ! ભ્રમણા મન તણી હું કયાં કહું જ્યાં ત્યાં ભકી? ૧૨
પ્રભુ પ્રશમ રસથી યુક્ત મૂર્તિ દૃષ્ટિપંથેથી તજી,
અહા ! મુઢમતિ મ્હેં મદનની કુવાસના મનમાં ભજી;
સુંદર સ્ત્રીના સ્તન કટિ નાભી કટાક્ષે મોહ્યો ઘણો,
દુરધ્યાન એ અહનિશ ધ્યાતાં ગણ્યો ભય નહીં આપનો. ૧૩
સ્ત્રીના ચપળ ચક્ષુ અને ચ્હેરા નિરખતાં હે પ્રભુ !
જે રાગરંગ જરા જરા ચોટયો ન છૂટે એ વિભુ !
એ રંગ તુજ આગમસમુદ્રે પખાળ્યો જાતો નથી,
શું હશે કારણ તેહનું જાણું ન હું શું કહું કથી ? ૧૪
નથી અંગ અનુપમ ગુણગણો નથી હે પ્રભુ મ્હારા વિષે,
તેમજ નથી કોઇ કળા આત્મવિકાશ કરવા જગ હસે;
વળી ઝળકતું નથી તેજ કે પ્રભુતા ન દીસે કોઇ યદા,
તે છતાં હું અભિમાન કરતાં વિટંબણ પામ્યો સદા. ૧૫
ક્ષણ ક્ષણે આવરદા ઘટે પણ બુદ્ધિ ન ઘટે પાપની,
વય જાય પણ વિષયાભિલાષ ન જાય કૃતિ સંતાપની;
હું યત્ન ઐાષધનું કરૂં પણ ધર્મ ઐાષધ નવ કર્યું,
મહામોહથી ઘેરાયલો મમ સ્થિતી ભુંડી કયાંકરૂં ? ૧૬
પ્રભુ હતા કેવળજ્ઞાનમય રવિજ્યોત સમ તારક તમે,